


મુસ્લીમ બીરાદરો અને ખાસકરી અમારા મુમન
ભાઇઓના દીની બાબતના પછાતપણાના
લીધે નેક રસ્તાની હિદાયત સારૂ

કુરઆન શરીફ, હદીસ અને ફીકહ વીગેરે
કિતાબોના આધારથી બનાવેલ

# ઇસ્લામી અહકામ.

આ દીની રીસાલાને દરેક ભાઇ વાંચે વંચાવે અને
અમલ કરે એજ એની કીમત છે.

આખેરતના સવાબની ઉમેદે એક મુમન ભાઇના ખરચથી
છપાવેલો આ રીસાલો નીચેના સરનામે પોસ્ટ ખરચ [illegible]
આનાની ટીકીટ મોકલવાથી મુફત મોકલી આપવામાં આવે છે

—છપાવી મ[illegible] કરનાર અને મળવાનું ઠેકાણું—

મુન્શી ઇબ્રાહીમ પીરમોહંમદ.

ઠે૦ ઝુરબાગીરન મસ્જીદ પાસે, મુંબઇ, નં. ૭.

સને ૧૩૪૮ હીજરી.

આ રિસાલો ઇસ્લામી અહકામ પાયધુની પર આવેલા
ધી શરીફ પ્રિન્ટીંગ પ્રેસમાં મોહંમદ શરીફે છાપ્યો
અને મુન્શી ઇબ્રાહીમ પીરમહંમદે મુરઘાગીરન
મસ્જીદ પાસે મુંબઇ, નં. ૭ થી પ્રસિદ્ધ કર્યો.

૭૮૬







આ દીની રીસાલાની
બેઅદબી થવા
દેવી નહી.

મુસ્લીમ બીરાદરો અને ખાસકરી અમારા મુમન
ભાઇઓના દીની બાબતના પછાતપણાના
લીધે નેક રસ્તાની હિદાયત સારૂ
કુરઆન શરીફ, હદીસ અને ફીકહ વીગેરે
કિતાબોના આધારથી બનાવેલ

# ઇસ્લામી એહકામ.

આ દીની રીસાલાને દરેક ભાઇ વાંચે વંચાવે અને
અમલ કરે એજ એની કીમત છે.

આખેરતના સવાબની ઇચ્છાએ એક મુમન ભાઇના ખરચથી
છપાવેલો આ રીસાલો નીચેના સરનામે પોસ્ટ ખરચ બે
આનાની ટીકીટ મોકલવાથી મુફ્ત મોકલી આપવામાં આવશે.

— છપાવી પ્રગટ કરનાર અને મળવાનું ઠેકાણુ —
મુન્શી ઇબ્રાહીમ. પીરમોહંમદ.
ઠે૦ મુરઘાગીરન મસ્જીદ પાસે, મુંબઇ, નં. ૭.
સને ૧૩૪૮ હીજરી.

# કુરઆન અને હદીસ.

**હ૦ પીર મશાયખ (રહે.)એ પોતે લખેલ હદીસોની કિતાબમાં હ૦ પયગમ્બર (સલ.)ની એક હદીસ ટાંકી મોમિન કોમને ગુમરાહીથી બચવા માટે કુરઆન અને હદીસોપર અમલ કરવા ખાસ તાકીદ કીધી છે જે અહીં રજુ કરીએ છીએ.**

---

માલિક બિન અનસ રઝીઅલ્લાહ અન્હો કહીએ,
એ હદીસ હંય કેહતે નબીજીકી લહીએ.
સો ફરમુદા અપને નબીજી હો કેરા,
સો ઔર ભી અસ્હાબોં સુનીયા સવેરા.
વે સુન સુન ઓનુને યાદ રાખે બયાના.
વે હદીસ રે આખી જું નબીજીકા કેહના.
કહયા નબીજીને મેં છોડીયાં દો ચીઝાં તમુ માંહા,
તો ગુમરાહ તમંના હોંગે નાંહા.
સો જબતક ઓસ્સુ ચંગ મારો* રે તમંના,
કે હુજ્જત ઓસકી તમુ રાખો રે મંના.
વે અલ્લાહ કેરી કિતાબ એક કુરઆન રે જાનો,
અને હદીસાં નબીકી દુજી રે માનો.
એ ખાતિમ નબીને હદીસ રે આખી,
સો મુમન સુન સુન સહી રે રાખી.
સુન હદીસાં નબીકી દિલ માંહે લીજે,
અને કુરઆનકે બયાન સુન સહી ચંત દીજે.
તો ગુમરાહ ના હોવે મોમિનકા તંના,
એ સુન સુન સહીકર રાખો રે મંના.

રે તુહી

દો ચીઝાં ઐસી જગમાં, સહી લાઓ ઇમાન રે,
સહી લાઓ ઇમાન;
હદીસાં ખાતિમ નબીકી, અને રબ કેરા કુરઆન રે,
અને રબ કેરા કુરઆન.

---

(પીર મશાયખ રેહ૦)

* મઝબુત પકડો યાને અમલ કરો.

# ઇસ્લામી અહકામનું સાંકળીયું.



## ૨૯ નમાઝ અને જમાઅત.



## ૩૭ ઝકાત.

## ૪૩ રોઝાનું બયાન.



## ૪૭ હજનું બયાન.

## ૫૫ નિકાહ તથા સાદુ.



## ૬૫ આદતો સુધારવાનું બયાન.

૬૮—૦ સોનું ચાંદી પહેરવું મરદના વાસ્તે હરામ છે.

૬૮—૦ ઇંગ્રેજી વાળ રાખવા અને ડાઢી મુડાવવાની ખરાબી.

## ૬૯ નેક લોકોની સોહબતનું બયાન.

૬૯—૦ હઝરત રસુલુલ્લાહ (સલ૦) ના સાથે બેસનાર ગરીબ લોકોને અલ્લાહ તઆલાએ પસંદ કર્યા હતા.

૬૯-૭૧ ખોટા પીરોનો સંગાત

૭૧—૦ નુહનબી (અલૈ૦)નો બેટો ખોટી સોહબતમાં અઝાણમાં સપડાઇ ડુબી ગયો.

૭૨-૭૩ બની ઇસરાઇલના આલીમો બુરા લોકોની સોહબતના કારણે લાનતી થઇ ગયા.

૭૩-૭૪ આલીમ દુનિયાના મોટા લોકો પાસે બેસી દીન સલામત રાખી શકતો નથી.

૭૪—૦ દરેક બાળક ઇસ્લામના રસ્તા ઉપરજ પેદા થાય છે.

## ૭૫ હક રસ્તામાં રૂકાવટ નાખનાર શૈતાની ફરેબો.

૭૫-૭૬ કયામતના દહાડે બેટો બાપને અને બાપ બેટાને કામ આવશે નહિં.

૭૬-૭૭ પહેલો ફરેબ-ગમે તેવો પણ પીર જોઇએ.

૭૭—૦ પીરની ઔલાદ ઇલ્મ અમલ વગર પીર થઇ શકતી નથી.

૭૭-૭૮ નબીની ઔલાદપણ જ્યારે નબીના રસ્તા ઉપર ન હોય તો તેમની આલમાં ગણાશે નહિ.

૭૮-૭૯ ચેલો ગુરૂ જેવો ન હોય તો ગુરૂની જગ્યા લઇ શકતો નથી પીર મશાયખ સાહેબના બયાનથી.

૮૦—૦ જાહીલ લોકો કહે છે કે તરીકત, હકીકત અને મારેફત શરીયતથી જુદી છે.

૮૦-૮૩ તરીકતીના ૫૪ માં બયાનમાં છે કે, આખીર ઝમાનાના પીર નબી મોહંમદ (સલ૦) છે.

૮૩—૦ પીર મશાયખ સાહેબની કિતાબમાં પીરનો શબ્દ જે કોઇ ઠેકાણે આવેલ છે તેનો અર્થ દીનનો રસ્તો બતાવનાર છે.

૮૩—૦ હકીકત અને તરીકત અને મારેફત અનેશરીઅત એક બીજાથી જુદુ નથી.

૮૩-૮૪ જે કોઇ નબી (સલ૦)ના રસ્તાથી ઉલટો રસ્તો બતાવે તે નબીનો દાવો કરનાર સમજાશે અને જે એવું કરે તે દજ્જાલ છે.

૮૪—૦ બીજો ફરેબ-મોલવીયોના પાસે ન જવું અને છાપેલી કીતાબો ન પઢવી.

૮૪—૦ વહાબીનો ધબ્બો જુઠો લગાવી લોકોને બેહકાવવા.

## ૧૦૬ મીરાસ એટલે મર્યા પછીના માલની વ્યવસ્થા.



---

# રહી ગએલ ભુલો.

આ રિસાલો છાપતી વખતે કેટલીક ભુલો રહી ગઇ છે જેની શુદ્ધ પત્રીકા રિસાલાની આખરે છાપેલ છે જે જોઇ વાંચક બંધુઓએ ભુલો સુધારી વાંચવું.

# ઇલ્તેમાસ.

દરેક મુસલમાન મુમન ભાઇની ખીદમતમાં અર્ઝ છે કે આ રીસાલાને ખાલી આજ કાલની આમ લોકોની તકરીરોના માફક સમજી એક વખત વાંચીને નાંખી દેવાનો નથી. એક બીજા ભાઇને વંચાવવું સંભળાવવું અને ઇસ્લામી એહકામોથી વાકીફ થવું અને વાકીફ કરવું ખાસ જરૂરી અને મોટું સવાબનું કામ છે. આખી રાતમાં દીનનો એક મસલા શીખવો અને શીખાવવો એ આખી રાત જાગી નફીલ ઇબાદત પુરી કરવાથી બેહતર છે. આ રીસાલામાં કેટલાક દીનના મસઅલા અગત્યના છે જેનું જાણવું દરેકને જરૂરી હોવા છતાં એનાથી ઘણા ભાઇઓ ગફલત અને અંધારામાં રહેલા છે તો એ ગફલતને મુકી અજવાળામાં આવવા સારૂ હાલ ઝમાનાના માફક આ રીસાલાને વાંચી લાભ લેવાની પુરી કોશીશ કરવી જોઇએ. આ રીસાલો આપણા સારૂ અને આવતી આપણી નસલોના સારૂ પણ બહુજ ફાયદા ભરેલ છે માટે એનાથી આપણે ફાયદો લેવો અને આપણી આવતી નસલ સારૂ સંભાળીને રાખવો જોઇએ. કેમકે અલ્લાહ તઆલાના ફઝલ અને રહમતથી આ એક મેળાવડો થયો અને એના અંદર આવી પુંજી ભેગી થઇ છે. વખતો વખત આવું થવું મુશકીલ છે માટે એની કદર કરવી જોઇએ. અલ્લાહ તઆલા સઉ મુસલમાન ભાઇઓને નેક તોફીક આપે અને દીન ઇસ્લામ ઉપર આખીર વખત સુધી કાયમ અને સાબીત રાખે. આમીન.




الحمد لله الذی هدانا طرق الاسلام وانزل الفرقان وامرنا بالاعتصام واتم
علینا النعمة با رسال الرسول علیه اکمل الصلواة والسلام لیبین الشرایع والاحکام
وعلی آله واصحابه الذین هم نجوم الهدایة الانام

હમ્દો સલાતના બાદ જાણવું જોઇએ કે આ ઇસ્લામી એહકામ નામનો રેસાલો પ્રગટ કરવાનુ કારણ એ છે કે, હમારી મુમન કોમ એક લાંબી મુદત સુધી જાહીલ આગેવાનો અને બે ઇલ્મ પીરોની જાળમાં ફસાઇ રહી અને જહાલતના ખાડામાંથી બહાર ન આવી શકી. આગેવાનોએતો મુમન કોમને એટલુંજ શિખવ્યુ કે તમારી ગમે તેવી હાલત હોય, જોઇએ તો તમે ભુખ્યા રહો કે ખાઓ પણ પીરને આપ્યા કરો. આખી ઉમર દુઝણી ગાયની તરેહ હર વખત દુધ દોહ્યું અને પોતાનું દેઘડુ ભરવાથી કામ રાખ્યું અને એના સીવાય તેઓ કરી પણ શું શકતા હતા? કેમકે જ્યારે પોતે બે ઇલ્મ અને બે અમલ હતા તો બીજાને શું હિદાયત કરી શકતા હતા?

خفته را خفته کی کند بیدار

એટલે "ઊંઘેલો ઊંઘેલાને કેમ કરીને જગાડે?"

તે છતાં મુમન કોમના પાસે હ૦ પીર મશાયખ રહે૦ ની કીતાબો હતી જે સુન્નત જમાઅત અને હનફી મઝહબના માફક ગુજરાતી ઝબાનમાં તેઓની હિદાયતના માટે લખી હતી. આ કિતાબોને સમજતા તો ન હતા પણ બરકતના સારૂ ઘરમાં રાખતા હતા અને કદી કદી મળીને રાગથી પઢયા કરતા હતા. એવા હાલમાં ખોદા તાઆલાની રહમત જોશમાં આવી અને આ કોમને આલીમોની સોહબત નસીબ થઇ અને એમનાથી દીનની વાતો સાંભળવા લાગ્યા, ઇલ્મ દીન પઢવાના વિચારો પેદા થયા અને હ૦ પીર મશાયખ રહ૦ ની કિતાબોને પણ સમજવા લાગ્યા, દીની મદ્રસાઓ જુદા જુદા કેટલાક ગામોમાં ખોલવામાં આવ્યા મહીકાંઠામાં ઇલોલ, કેસરપુરા, પાણપુર, ઘઢા અને પાલણપુર ઇલાકામાં ગઠામણ, ભાગળ, કમાલપુર, કાલેડા, હસનપુરા, ચડોતર વિગેરે અને ગાયકવાડ ઇલાકામાં વદાણી, ડેડલોલ વિગેરે કેટલાએક ગામોમાં પઢવાનો સીલસીલો જારી કરવામાં આવ્યો અને ઇલ્મદીન પઢવાનો શોખ પેદા થયો એટલા સુધી કે ખોદાના ફઝલથી કોઇ કોઇ તો અરબી ઓલુમથી ફારેગુત તહસીલ પણ થયા જેવા કે મોલવી

દાઉદ નુરમોહંમદ મુખી સીપરા રહેવાસી ગામ ગઠામણ તાલુકે પાલણપુર ગુજરાત. એમના બાપ મુખી નુરમોહંમદનુ મરણ એમની દશ મહીનાની ઉમરમાં થયું. મોલવી દાઉદ એમની માની પાલન પોષણમાં મોટા થયા. જ્યારે એમની ઉમર પંદર વરસની થઇ તે વખતે એમને ઇલ્મ પઢવાનો શોખ થયો એટલે સન ૧૩૩૬ માહે મોહર્રમની ૧ પેહલી તારીખે મદ્રસા ઇસ્લામીયા અરબીયા પાલણ-પુરમાં દાખીલ થયા અને ફારસીની કીતાબો શરૂ કરી તેના બાદ અરબીની કીતાબો શરૂ થઇ. ઇલ્મે સર્ફ, ઇલ્મે ન્હવ, ઇલ્મે મંતીક, ઇલ્મે અદબ, ઇલ્મે મઆની, ઇલ્મે બયાન, ઈલ્મે બદીઅ, ઇલ્મે અરૂઝ, ઇલ્મે ફલસફા, ઇલ્મે રિયાઝી અને હયઅત ઇલ્મે મુનાઝેરા, ઇલ્મે ફરાઇઝ, ઈલ્મે ફીકહ, ઈલ્મે ઓસુલે ફીકહ, ઇલ્મે હદીસ, ઇલ્મે ઓસુલે હદીસ, ઇલ્મે તફસીર, ઇલ્મે અકાઇદ વિગેરે ઇલ્મોની કિતાબો દરસીયા તમામ કરી અને મદ્રસા ગામ ગઠામણમાં ફારસી અને અરબી કિતાબો ઇલ્મે સર્ફ, ઇલ્મે ન્હવ, ઇલ્મે ફીકહ, ઇલ્મે ઓસુલ, ઇલ્મે મંતીક, ઇલ્મે અદબ વિગેરે ઇલ્મોનું ઘણા શોખથી દરસ પણ દીધું અને પઢાવાનો શોખ એટલો વધારે કે બીમારીની હાલતમાં ખાટ ઉપર સુતા સુતા પણ તાલેબે ઇલ્મોને સબક આપ્યો. અને પોતે પણ ઇલ્મ એવા શોખ અને મહેનતથી હાસીલ કર્યું કે પઢવાના વાસ્તે પાલણપુરના મદ્રસામાં બે ગાઉથી દરરોજ આવ્યા કરતા અને સબક લઇ હ મેશ પોતાના ઘેર ચાલ્યા જતા અને કમ સખુન અને દીનદાર અને ઇલ્મ અને અમલની તરફ ખ્યાલ રાખવાવાળા અને બહુ સાદા મીઝાજ અને સાદી તબીઅતના અને સમજદાર અને હુંશિયાર મુમન કોમમાં એમનાથી પહેલાં એટલું ઇલ્મ પઢેલો કોઇ માણુસ થયો નહિં. આ ખુદાનો ફઝલ જોઇને કોમના આગેવાન લોગોએ એમ વિચાર કર્યો કે એક જલસો તાલીમી કોનફરંસના નામનો ભરવો જોઇએ અને એ જલસામાં કોમના દીની ઇલ્મના તાલીબે ઇલ્મોને બોલાવવામાં આવે તો તાલીબેઇલ્મો પોત પોતાના મદ્રસાના કામ રજુ કરે અને તકરીરો વિગેરે બયાન કરે જેથી લોગોને ઇલ્મનો શોખ વધારે થાય અને પોતાના બચ્ચાંઓને ઇલમ શીખવવાનો શોખ વધારે થાય. આથી એક જલસો એજ મતલબના સારૂ ઉત્તર ગાયકવાડ ગુજરાત તરફ સિધપુરથી બે માઇલ ઉપર મુકામ મુડાણામાં તા. ૧૦ અને ૧૧ ઝીલકાદ સને ૧૩૪૯ હિજરીના રોજ મુકર્રર થયો. આ જલસામાં હર તરફના અને હર ઇલાકાના લોકો ભેગા થયા અને એક જમાઅત તાલીબેઇલ્મોની જુદા જુદા મદ્રસાઓની જે બોલાવવામાં આવી હતી તેપણ પુરતી ગણત્રીમાં હાજર હતી પરંતુ વખતની તંગાઇના લીધે કેટલાએક તાલીબે ઇલ્મોનું કામ અને તકરીરો બાકી રહી ગઇ. જો કે તે, કોમની હિદાયતના માટે ઘણી જરૂરી અને ફાયદેમંદ હતી તેથી તે તકરીરોને આ એક રિસાલાની સુરતમાં છપાવવામાં આવી અને એનુ નામ ઇસ્લામી એહકામ રાખવામાં આવ્યું અને દરેક તકરીરના

મથાળે તકરીરના મઝમુનનુ નામ લખેલ છે. તકરીરના છેલ્લે તકરીર કરનાર તાલીબે ઇલમનુ નામ અને તેનું ગામ અને જે મદરસાનો તાલીબે ઇલમ છે તે મદરસાનું નામ લખેલું છે. તેના પછી જ્યાં મુનાસીબ સમજ્યું ત્યાં પીર મશાયખ સાહેબનુ બયાન વધારેલ છે કે જેથી હરઇમાની ભાઇ એનાથી પુરો ફાયદો ઉઠાવે અને એને નકામી જાણીને મુકી ન દે. હ૦ પયગમ્બર (સલ૦)એ ફરમાવ્યું કે "જેના સાથે અલ્લાહ તઆલા ભલાઇનો ઇરાદો કરે છે તો તેને દીનનું ઇલમ આપે છે" (મીશકાત.) જ્યારે અલ્લાહ તઆલાએ અમારી કોમના સાથે ભલાઇનો ઇરાદો કર્યો તો દીનનુ ઇલમ આપ્યું અને તે ખુદાની બહુજ મોટી નેઅમત છે. તેનો શુક્ર કરવો વાજીબ છે, અને એનો શુક્ર એ છે કે તેને શીખવું અને શીખવવું, અમલ કરવું અને અમલ કરાવવું.

એક રંજ ભરેલી એ વાત થઇ કે મોલવી દાઉદ સાહેબ કોનફરંસમાં બીમારીના કારણે હાજર થઇ શકયા નહિં અને હુકમે ઇલાહીથી તા. ૧૧ મોહર્રમ સને ૧૩૪૭ હિજરી શનીવારના દિવસે સવારના સાત વાગે આ દારેફાનીથી ખુદા તઆલાએ દારે જાવેદાની તરફ બોલાવી લીધા. (ઇન્નાલિલ્લાહે વ ઇન્ના એલયહે રાજેઉન.) અલ્લાહ તઆલા અમારી ને તેમની સૌની મગફેરત ફરમાવે અને જન્નતુલફીરદોસમાં તેમને જગ્યા આપે અને તેમના બદલે તેમનાથી વધુ અમારી કોમમાં પેદા કરે અને અમને સૌને અમલની તોફીક આપે અને અમારી કોશીશને મશકુર ફરમાવે. જાહીલ પીરો અને ગુમરાહ આગેવાનોથી બચાવે, એમની ફરેબકારીઓ અને મક્રથી દુર રાખે. આમીન યા રબ્બુલ આલમીન.

પીર મશાયખ રહે૦ કિતાબ ગઝવાતના બયાન ૧૮૨માં ફરમાવે છે કેઃ—

સુનો દીનકેરે ચોરા તમે બડે હો કુલાતે,
અને સુઆલકુ દેતે મને હો કરાતે.
તમે બડાઇ આપસકી હોરે ચાતે,
અને ઔરૂંકે ઉપર હસદ હો લાતે.
તમે ઐસેતો ગુમાની હોરે સુણાતે,
અબ હમકુ જવાબ તમે કયું ના બતાતે?
કામીલુંકે માંહી કયું હો આપકો ગણાતે,
હો આપસકી ટોળી કર ફરેબ બંધાતે,
અબ અનું માંહ તમારા કયા નામહે ધરાતે.
તમે સરદાર કીસ રીતેહો આપકુ લખાતે?
અને અવરાંકી ટોળીકુ ભાનહો ડલાતે,

તો દગાબાજ દોઝખી સહી તમે કહે જાતે.
તોભલાહયકે ધુળ કયું આપ પેટ નાંહી બાતે,
કે હો દુનિયાકે ખાતિર મકર મેલાતે.
અને આકેબત દુનિકાજ હોરે ગમાતે.
સો અહયાઉલ ઓલુમમાં જું લખીહે બાતી,
વેસે નજરૂહે આતી તમારી જાતી.
તો દેખોને હોવે જબ કયામત દંના,
તબ નાકભર તમુકુ ડાલે જાવે ઉસ દંના.
અને દોઝખકી તરફ તમે ખેંચાએ જાહો,
સહી વેસે તમના આજ હોરે દેખાહો.
તો જવાબ તમુકુ અબ કયું નાંહિં આતા,
જો કામરે તમારા હે સાચારે કેલાતા?
દેખો એકતો દીલકુ હે તાલીમ પડાતા,
સો નીકાલને ખતરે દીનહે બાતા.
સહી કામીલ ઉસ્તાદ એ હે જણાતા,
સહી ઉસકે તોલે દેખો વે નાંહી આતા.
જે જીભસું પડાકર ઉસ્તાદ કેલાતા.
દેખો હશરકું પડે નાક ભરરે રખાવે,
જો દલકું ભીતર નાંહીરે પડાવે.
તો દલ બીના પડના કામ આવેરે નાંહાં,
પગ બાંધને ખેંચાવે દોઝખકે માંહાં.
વે ઉસ્તાદ પુરા જે દલકું પડાવે,
એ દીન કેરે ચોરા બાત મનકુ ના ભાવે.
હે ઉમ્મેદ સલુકમાં લખુંરે બયાના,
જો રબ ચેન દેવે મેરે દલકો શાના. રેતુહી.

કયુ હાસીદ દીનકે ચોર તમ, હે કરતે અવળી બાત રે,
હે કરતે અવળી બાત;
હે હમના કામ વે કરના, જો કરતે વલી દિન રાત રે,
જો કરતે વલી દિન રાત.

بسم الله الرحمن الرحيم

# ઇસ્લામી એહકામ.

## ઇલ્મની ફઝીલત.

الحمد لله رب العالمين- والصلوة والسلام علىٰ سيد المرسلين وعلىٰ آله واصحابه و اتباعه اجمعين- بسم الله الرحمن الرحيم انما يخشى الله من عباده العلمؤ- ان الله عزيز غفور-

એટલે બેશક ખુદાના બંદાઓમાંથી ખુદાથી ડરવાવાળા આલીમ લોકોજ છે. તેહકીક કે, અલ્લાહ તઆલા પોતાની મખલુક ઉપર ગાલિબ છે અને તેના નાફરમાનોને સઝા કરવાવાળો છે, અને તેના ફરમાન બજાવી લાવનારને બક્ષીશ આપનારો છે. માટે ખુદા તઆલાથી ખૌફ અને ઉમ્મીદ રાખવી જોઇએ અને એની મોટાઇને સમજવી જોઇએ.

જે માણુસે એ સીફતો સમજી એજ અલ્લાહ તઆલાની કદર જાણુશે, એની મોટાઇને સમજશે, એની મોટાઇ અને ડર દિલમાં જમાવશે. ખુદાની સીફતોને પુરી રીતે જાણવું એ ઇલ્મવાળાઓનુંજ કામ છે, અને તેથી એજ લોકો ખુદાથી ડર રાખશે; તેથીજ હ૦ રસુલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું કે, હું બધાથી વધારે ખુદાને જાણુવાવાળો અને બધાથી વધારે ખુદાથી ડરવાવાળો છું. રિવાયત કરી એને બુખારી અને મુસ્લીમે. ગરઝ કે, હરેક માણુસનો ડર એના ઇલ્મની માફક હોય છે. જેનો ઇલ્મ વધારે હોય છે તેને ડર પણ વધારે હોય છે અને જેનો ઇલ્મ ઓછો હોય છે, એ ડર પણ ઓછો રાખે છે, અને બેફીકર રહે છે, જેવી રીતે કે કાફિર અને શીર્ક કરવાવાળા ખુદાને બીલકુલ ઓળખતા નથી અને તદ્દન બેખબર છે. ગરઝ કે આ આયત શરીફથી ઇલ્મની ફઝીલત ઝાહિર થઇ.

હવે સમજવું જોઇએ કે, અહીં ઇલ્મથી કયું ઇલ્મ મુરાદ છે. અહીં દીનનું ઇલ્મ મુરાદ છે; કેમકે ખુદા તઆલાનો ડર અને તેને જાણુવો એ તેજ ઇલ્મથી હાસીલ થાય છે. મીશકાત શરીફમાં અબદુલ્લાહ ઇબ્ને મસઉદ (રદી૦) ફરમાવે છે કે, બે બહુ ભુખ્યા માણુસો છે કે, એમનું પેટ કદી ભરાશે નહી

એક ઇલ્મ હાસીલ કરવાવાળો અને બીજો દુન્યા હાસીલ કરવાવાળો. આખેરતના દરજામાં બન્ને બરાબર થવાના નથી કેમકે ઈલ્મ હાસીલ કરવાવાળો તો અલ્લાહની રઝા અને ખુશીમાં આગળ વધે છે અને દુન્યાવાળો સરકશી, તકબ્બુર અને શરીઅતની હદોથી વધી જવામાં વધતો રહે છે." એમ ફરમાવીને પછી અબદુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદી૦) દુનીઆ હાસીલ કરવાવાળાના બારામાં આ આયત પઢી:–

—كلا ان الانسان ليطغى- ان راه استغنى—

"બેશક ઈન્સાન સરકશી અને તકબ્બુરી કરે છે એ સબબથી કે, એને માલ ઘણો મળી ગયો. અને માલ ઘણો મળવાના સબબે બેપરવાહ થઇ ગયો." અને ઇલ્મ હાસીલ કરવાવાળાના બારામાં આ આયત પઢી:—

—انما يخشى الله من عباده العلمؤ—

યાને બેશક એના બંદાઓમાંથી ઇલ્મવાળાજ ખુદાથી ડરે છે. રિવાયત કરી એને દારમીએ. આથી સાફ ઝાહિર થયું કે, દુન્યાનો માલ અને દવલતનો વધારો ખુદાથી ગાફીલ કરવાવાળો છે, ખુદાનો ડર અને બડાઇ દિલમાં ઇલ્મે દીનજ પેદા કરે છે અને આખેરતની તરફ ઝુકાવે છે. એથી ઇલ્મે દીનની ઘણીજ ઝુરૂરત અને ફઝીલત જણાઇ આવી. હદીસ શરીફમાં છે કે, હ૦ રસુલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું કે:—

من يرد الله به خيرا يفقهه فى الدين- وانما انا قاسم والله يعطى

જેના સાથે અલ્લાહ તઆલા મોટી ભલાઇનો ઇરાદો કરે છે તો એને દીનનું ઈલ્મ અને સમજ આપે છે, અને હું ઇલ્મનો તકસીમ કરવાવાળો છું અને અલ્લાહ તઆલા આપવાવાળો છે. રિવાયત કરી એને બુખારી અને મુસ્લીમે. આથી માલમ થયું કે, દીનનું ઇલ્મ અને દીનની સમજ રાખવાવાળો માણસ મોટી ભલાઇવાળો છે. હ૦ રસુલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું કે, જ્યારે માણસ મૃત્યુ પામે છે ત્યારે તેના અમલ છુટી જાય છે એટલે મરવા પછી અમલ કરી શકતો નથી. દુનીયામાં જે કરી ગયો તેનોજ બદલો પામે છે. પરંતુ ત્રણ ચીજો એવી છે કે, મરવાના બાદ પણ એનો સવાબ એને પહોંચતો રહે છે. (૧) સદકએ જારીયાહ. એટલે એવું કામ કરે કે, એના મરવાના પછી પણ જારી રહે; જેવું કે, કોઇ કુવો સવાબની નય્યતથી બનવરાવે જેથી લોકોને ફાયદો પહોંચતો રહે, અથવા કોઇ મદરસો કે મસ્જીદ વિગેરે બનવરાવે અથવા કોઇ દીની કિતાબો છપાવી લોકોને ફાયદો પહોંચાડે. એના સિવાય બીજા પણ એવી રીતના કામો કરે તો તેને મરવા પછી પણ તેનો સવાબ પહોંચતો રેહશે.

(૨) ઇલ્મે દીન છે, જેનાથી ફાયદો હાસીલ થઇ શકે. જેવું કે; કોઇ કીતાબ લખી જાય, અથવા કોઇને પઢાવે તથા શીખાવે. કેમકે એનો પઢાવેલો બીજાને પઢાવશે એવીજ રીતે હંમેશા દીનનું કામ થતું રેહશે અને ઇલ્મનો સીલસીલો જારી રહેશે અને એને હંમેશ સવાબ મળતો રેહશે. અને (૩) જું નેક અવલાદ જે એના પાછળ એના વાસ્તે દોઆ કરે તો એનો સવાબ પણ એના મરવા પછી એને પહોંચશે. આથી પણ ઇલ્મે દીનના પઢવાની અને પઢાવવાની ફઝીલત જણાઇ આવી. હ૦ રસુલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું કે, તેહકીક અલ્લાહ તઆલા રેહમત મોકલે છે અને આસમાનના ફરિશ્તા અને ઝમીનપર વસવાવાળી ચીઝો એટલા સુધી કે, કીડીઓ પોતાના દરોમાં અને માછલીઓ પાણીમાં લોકોને દીન શીખવવાવાળાના વાસ્તે રેહમતની દુઆ કરે છે. રિવાયત કરી એને તીરમીઝીએ. ભાઇઓ કેટલી મોટી ફઝીલત ઇલ્મે દીનની છે?

ફરમાવ્યું હ૦ રસુલુલ્લાહ (સલ૦)એ કે જે માણુસ કોઇ પણ રસ્તા ઉપર ઇલ્મ શીખવા સારૂ જશે તો અલ્લાહ તઆલા એના વાસ્તે તે ઇલ્મના સબબથી જન્નતનો રસ્તો આસાન કરશે. અને જ્યારે અમુક માણુસો ખુદાના ઘરોમાંથી કોઇ ઘર જેવું કે, મસ્જીદ, મદ્રસા વીગેરેમાં એ માટે ભેગા થાય કે, ખુદાની કિતાબ સમજીને પઢે અને આપસમાં એક બીજાને સંભળાવે તેમજ બતાવે તો, એમના દિલને તસલ્લી અને સફાઇ હાસીલ થાય છે અને એમને અલ્લાહની રહમત ઢાંકી લે છે તેમજ રેહમતના ફરિશ્તા એને ઘેરી લે છે. અલ્લાહ તઆલા એનો ઝિક્ર પોતાના પાસવાળા ફરિશ્તાઓમાં કરે છે. રિવાયત કરી એને મુસ્લીમે.

વળી હ૦ પયગમ્બરે ખુદા (સલ૦)એ ફરમાવ્યું કે:—

من جاءهالموت و هو يطلب العلم ليحيي به الاسلام فبينه و بين النبيين درجة واحدة فى الجنة- رواهالدارمى-

યાને જે માણુસ ઇસ્લામને ફેલાવવાના તથા ઝીંદા કરવાના ઇરાદાથી ઇલ્મ પઢે અને એજ હાલતમાં એ મરી જાય તો એના અને નબીયોના દરમીયાનમાં જન્નતમાં એક દરજાનો ફરક રેહશે. રિવાયત કરી એને દારમીએ. આથી જણાયું કે, ઇલ્મે દીનને અમલ કરવા તથા ફેલાવવાના ઇરાદાથીજ શીખવું જોઇએ. દુનીયાનો માલ કમાવવાનો અને નામના મેળવવાનો ઇરાદો ન હોવો જોઇએ. ઇલ્મે દીન એવી ચીજ છે કે, અગર થોડું પણ હાસીલ થયું હોય અને મરી જાય ત્યારે પણ ફાયદોજ ફાયદો થાય છે. એ કેટલી મોટી ફઝીલત છે? એટલી મોટી ફઝીલત હોવા છતાં પણ અમારા લોકોની એવી હાલત છે કે, ગફલતની નિંદથી આંખો ખોલતા નથી. હુશીયાર થઇ જાવ! સુસ્તી છોડી દો

અને ખુદાના વાસ્તે દીનને હાથથી ન જવા દો. દીની તાલીમ બચ્ચાઓને પહેલા આપો. એની બહુજ ઝુરૂરત છે. ઘણાક બચ્ચાઓને જોયા છે કે, ઉમર લાયક થઇ જવા છતાં અમ્માનો સીપારો પણ પઢયા નથી અને નમાઝના કાયદા પણ જાણુતા નથી. અય ભાઇઓ! ઇલ્મે દીનની કદર કરો.

ઇલ્મે દીન એવી ચીજ છે કે, જેટલું વધારે હાસીલ થાય એટલોજ વધારે ફાયદો અને ભલાઇની ચીજ છે. ખુદ હ૦ રસુલુલ્લાહ (સલ૦) કે જે સૌથી દુન્યામાં વધારે ઇલ્મવાળા હતા એમને પણ હુકમ થયો કેઃ—

قل رب زدنی علما۔

યાને હે મુહંમદ (સલ૦), એમ દુઆ કરતા રહો કે, અય પરવરદિગાર મારા ઇલ્મમાં વધારો કર. ગરઝ કે, ઇલ્મે દીનને પહેલાં હાસીલ કરવું જોઇએ. કેમકે ઇલ્મે દીનજ દુનીયા અને આખેરતની ભલાઇનો સબબ છે. આખેરતની ભલાઇ તો ઝાહીર છે ત્યારે દુનીયાની ભલાઇ એ છે કે, માણુસ દુન્યાનું કોઇ કામ કરવાનો ઇરાદો કરે તો એને ઝરૂરી છે કે, શરીઅતથી ખિલાફ ન કરે, કે જેથી દુન્યામાં બરકત થાય અને આખેરતની બુરાઇથી બચે. હલાલ અને હરામને જાણવું એ ઇલ્મે દીનથીજ થઇ શકે છે, અને તે શીવાય દુનીયાનુ બાકી રહેવું તે પણ એજ ઇલ્મના સબબથી છે. એથી જાનવરો પણ ઇલ્મવાળાના વાસ્તે દોઆ કરે છે કેમકે; જયાર સુધી આલીમો દુનીચામાં છે અને ઇસ્લામને ફેલાવતા રહેશે ત્યાં સુધી આ દુન્યા કાયમ છે, અને જ્યારે ઇલ્મે દીન દુન્યાથી બિલકુલ ઉઠી જશે ત્યારે ગુમરાહી ફેલાઇ જશે પછી તમામ દુનીયા, ઇનસાન અને જાનવરો હલાક થઇ જશે અને કિયામત કાયમ થઇ જશે.

આજ કાલ જોશું તો લોકોમાં દિવસે દિવસે ઇલ્મે દીનની કમી થતી જાય છે. એવીજ રીતે કમી થતાં થતાં બિલ્કુલ મટી જશે. હ૦ રસુલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું કે જયારે અલ્લાહ તઆલા કોઇ આલીમને બાકી નહી રાખે, ત્યારે જાહેલોને લોકો પોતાના આગેવાન બનાવશે. પછી એ જાહેલ આગેવાનો એમને જેહાલતથી ફતવાઓ આપશે એટલે ગુમરાહીના રસ્તા બતાવશે. પોતે ગુમરાહ થશે અને લોકોને પણ ગુમરાહ કરશે. રિવાયત કરી એને બુખારી તથા મુસ્લીમે. બીજી હદીસમાં કીયામતની નીશાનીઓમાં જણાવ્યું છે કે, જેહાલત ફેલાઇ જશે અને ઇલ્મ ઉઠી જશે. અય ભાઇઓ! જોઇ લો આજ કાલ એ ઝમાનો મોજુદ છે. એવાજ ગુમરાહ આગેવાનો દુનીયાને તબાહ કરી રહયા છે; પણ હાલમાં અલ્લાહના કરમો ફઝલથી આલીમ લોકો મોજુદ છે અને કદી અમો લોકો ઇલમે દીનને હાસીલ કરતા રહીશું તો અલ્લાહની મેહરબાનીથી અમો બધી

તરેહની ખરાબીયોથી બચતા રહીશું. મારા આ બયાનથી ઇલમે દીનની જુરૂરત અને ફાયદા અને એને હાસીલ કરવું, મખલુકમાં ફેલાવવું એની તાકીદ અને જુરૂરત ઝાહિર થઇ. અમોને જોઇએ કે, એના હાસીલ કરવામાં પુરી કોશીશ કરીએ. કેમકે; અમલ વગર ઇલમ નકામું છે. કઅબુલ અહબાર ફરમાવે છે કે, ઇલમવાળા એ લોકો છે કે જે પોતાના ઇલમ પર અમલભી કરતા રહે. રિવાયત કરી એને દારમીએ.

આજ કાલના તંગ નઝર અને કમ અકકલ લોકો એમ કહે છે કે, ઇલમે દીનના શીખવાથી દુનીયામાં કંઈ પણ ઇઝઝત નથી હોતી. એના પઢવાથી કંઇ પણ ફાયદો નથી અને કદી દીનનું ઇલમ પઢાવવામાં આવે તો એટલુંજ કે, નમાઝ અને રોઝા પુરતું થાય. વધારે પઢાવીને શું મોલવી બનાવવો છે અને ભીખ મંગાવવી છે. ઇંગ્રેજી પઢવાથી મોટી ઇઝઝત મળે છે, વકીલ, બેરીસ્ટર, ફોજદાર, અમલદાર, મુન્સીફ, જજ્જ બની શકે છે. એનો જવાબ એ છે કે, દીનના મુકાબલામાં એવી વાતો કરવી દીનની બેપરવાહી અને આખેરતની પણ બેપરવાહી અને ઇમાનની કમઝોરીની નીશાની છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે:—

بل تؤثرون الحياة الدنيا والاخرة خير وابقى—

તમો ફના થઇ જવાવાળી દુન્યવી ઝીંદગી અને એની ખુબીયોને ઇખ્તેયાર કરો છો, ત્યારે આખેરતની ખુબીયો તો દુનીયાથી ઘણીજ વધારે છે અને ત્યાં હંમેશા રહેવું છે, કોઇ દિવસ ત્યાંથી ફના થવાનું નથી.

મિશ્કાત શરીફમાં હ૦ ઉમર (રદી૦) થી રીવાયત છે કે:—

قال دخلت على رسول الله صلى الله عليه وسلم فاذا هو مضطجع على رمال حصير ليس بينه و بين فراش قد اثر رمال بجنبه متكاء على وسادة من ادم حشوها ليف قلت يا رسول الله ادع الله فليوسع على امتك فان فارس والروم قد وسع عليهم وهم لا يعبدون الله قال او فى هذا انت يا ابن الخطاب اولئك قوم عجلت لهم طيبالهم فى الحيوة الدنيا وفى رواية اما ترضى ان تكون لهم الدنيا ولنا الاخرة متفق عليه—

યાને હ૦ ઉમર (રદી૦) ફરમાવે છે કે, હું રસુલુલ્લાહ (સલ૦) ની ખીદમતમાં હાઝિર થયો તો આપને એક ચટાઇ ઉપર પોઢેલા જોયા, અને તે ચટાઇ ઉપર બીજું કાંઇ બીછાવેલું ન્હોતું અને તેથી આપના બદન ઉપર ચટાઇની વણાઇના નીશાન પડેલા હતા. પોતે એક ચામડાના તકીયા ઉપર ટેકો લગાવેલા હતા જેમાં ખજુરની છાલ ભરેલી હતી. મેં અર્ઝ કરી કે, યા રસુલુલ્લાહ ! આપ અલ્લાહથી દુઆ કરો કે, અલ્લાહ તઆલા આપની ઉમ્મતપર કુશાદગી કરે

એટલે એમની મોહતાજી અને ગરીબાઇ જતી રહે તેમજ માલ અને દૌલત વધારે મળે. કેમકે; ફારિસ અને રૂમ પર તેઓ ખુદા તઆલાની બંદગી કરતા નથી છતાં કુશાદગી થએલી છે. મતલબ કે, તેઓ ખુદાના દુશમન છે અને આરામ તથા ચેનમાં રહે છે અને અમે લોકો તો ખુદા ઉપર ઇમાન રાખવાવાળા છીએ અને મુસલમાન છીએ, ત્યારે અમને પણ આરામ અને ચેન મળવું જોઇએ, એવી ચટાઇયો અને તકીયાથી કામ લેવું ન પડે. આપ (સલ૦) એ ફરમાવ્યું કે, અય ઉમર બિન ખત્તાબ! શું તમે એવાજ કાચા ખ્યાલોમાં હજુ છો! ફારીસ અને રૂમ તો એવી કોમ છે કે અલ્લાહ તઆલાએ જે એમને ખુબીઓ અને ભલાઇઓ આપવી હતી તે આ દુન્યામાં આપી દીધી છે. અને એક રિવાયત છે કે, આપ (સલ૦) એ ફરમાવ્યું કે અય ઉમર શું તમે એ વાત ઉપર રાઝી નથી કે એમને દુનીયા મળે અને આપણને આખેરત? મતલબ એ છે કે, આ દુનીયાનો માલ અને દવલત, મરતબો અને ઇઝઝત, ઐશ અને રાહત બધું ફના થઇ જવાનુ છે એના ઉપર ખુશી અને એની ખાહીશ ન કરવી જોઇએ અને આખેરત મેળવવાની કોશીશ કરવી જોઇએ. ખુદા અને રસુલ (સલ૦) ના હુકમો પર અમલ કરવાથી મઝકુર આખેરતની ન્યામતો હાસીલ થઇ શકે છે. માટે હરેક મુસલમાનને જોઇએ કે, પોતાના બચ્ચાંઓને ઇલમે દીન પઢાવે અને ખુદા રસુલની પયરવી કરીને આખેરતની ન્યામતો અને મોટા મોટા દરજા જન્નતમાં હાસીલ કરે. એવું ન થાય કે, દુનીયાની મોહબ્બતમાં નસારા, મજુસીયો અને ગેર મુસ્લીમ લોકોની પયરવી કરીને ખુદા અને રસુલના સાથે ઇમાન ખરાબ કરે તેમજ આખેરતની ન્યામતો જે હંમેશા બાકી રહેવાવાળી છે એનાથી મહરૂમ રહે.

જુઓ ઇલ્મે દીનના પઢવાવાળાની ઇઝઝત આખેરતમાં કેટલી મોટી છે; જેવી કે દુન્યાના મોટાથી મોટા બાદશાહને પણ ઇજ્ઝત મળેલી નથી. જેમકે ઉપરની હદીસથી ઝાહીર થયું કે, ઇલ્મે દીન પઢવાવાળાના અને નબીયોના વચમાં એક દરજાનું છેટું છે અને એ બધા લોકો જાણે છે કે, નબીથી વધારે દુનીઆ અને આખેરતમાં કોઇને ઇઝઝત અને મરતબો નથી. અને હ૦ રસુલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું:—

العلماء ورثة الانبياء

એટલે ઉલમા દુનીઆમાં નબીયોના વારીસ છે, તો એમનો મરતબો દુનીઆમાં પણ નબીયોના બાદ મોટો થયો, અને એમનેજ દુનીયામાં સાચી ઇજ્ઝત હાસીલ થઇ છે એ માટે કે, ઉલમા અલ્લાહ તઆલાનાજ પાસે ઇજ્ઝત ચાહે છે અને મુનાફીક લોકો દુનીયાના મોટા લોકોને ઇઝઝતવાળા જાણતા હતા

અને દીન ઈસ્લામ ઉપર ચાલવાવાળા ગરીબોને બેઇઝઝત અને ઝલીલ સમજતા હતા એમના જવાબમાં અલ્લાહ તઆલા સુરે મુનાફેકુનમાં ફરમાવે છે:—

ولله العزة ولرسوله ولكن المنافقين لا يعلمون

એટલે અલ્લાહનાજ વાસ્તે ઇઝઝત છે અને એના રસુલના વાસ્તે અને ઇમાનવાળાઓના વાસ્તે ઇઝઝત છે પણ મુનાફિક લોકો આ ઇઝઝતને નથી જાણુ-તા. અને જે મુનાફીક દુનીયાની મોટાઇના વાસ્તે અને દુનીયાના મતલબોના વાસ્તે કાફીર અને બદદીનોની વાતો ઈસ્લામ અને મુસલમાનોના મુકાબલામાં પસંદ કરે છે, એને ઇઝઝત સમજે છે અને કુફ્ફારોના સાથે મોહબ્બત અને દોસ્તી પેદા કરે છે, મુસલમાનોના કામો અને ઈસ્લામની વાતોથી નિફરત કરે છે એમના બારામાં ખુદા તઆલા સુરે નીસામાં ફરમાવે છે:—

بشر المنافقين بان لهم عذابا اليما- ان الذين يتخذون الكفرين اولياء من دون المؤمنين ايبتغون عندهم العزة فان العزة لله جميعا-

યાને અય મોહંમદ (સલ૦) મુનાફીકોને ખબર કરો એ વાતથી કે, એમના માટે અઝાબ મોટો દુખ દેવાવાળો છે. એ મુનાફીક લોકો મુસલમાનોના શીવાય કાફીરોને દોસ્ત રાખે છે. શું એ કાફીરો પાસે ઇઝઝત ચાહે છે? જાણવું જોઇએ કે, ઇઝઝત તો અલ્લાહ તઆલાનાજ માટે છે; તો અલ્લાહ તઆલા પોતાના દોસ્તો-નેજ સાચી ઇઝઝત આપે છે.

હવે આ આયતો અને હદીસો સાંભળી કોઇ મુસલમાન એમ કહી શકે છે કે, કાફીરોનો ઇલ્મ પઢવાથી ઇઝઝત મળે છે અને ઇલ્મે દીનના પઢવાથી ઝીલ્લત મળે છે? અલબત્તા જેને ખુદા અને રસુલ (સલ૦) પર ઇમાન નથી એજ એવું કહી શકે છે. વળી આ ખ્યાલ પણ ખોટો છે કે, નમાઝ રોઝાથી વધારે ઇલ્મ પઢાવવો તે ભીખ મંગાવવાનું છે, અને કાંઈ ફાયદો નથી. અસલ વાત એ છે કે, એવા ખ્યાલવાળાને તમામ ઉમર જાહેલ મુલ્લાં-નામના મોલવી ભીખ માંગવાવાળાઓથીજ કામ પડેલું હશે જેથી એવાઓને જોઇને બધાઓને એવાજ ધારી લે છે. એ કુસુર તો એનો પોતાનોજ છે કે એણે ઇલ્મ હાસીલ ન કર્યું અને નામના મોલવી દુન્યા પરસ્તમાં અને ઉલમાએ રબ્બાની-ખુદા પરસ્તમાં કોઇ ફરક પોતાની જેહાલતના સબબથી ન કરી શકયો. કદી એમાં પુરૂં ઇલ્મે દીન અને ઈમાની કુવ્વત હોત તો આલીમ બા અમલની સોહબતમાં રેહતે અને ઇલ્મે દીનના બેશુમાર ફાયદા જણાઇ આવતે અને એ પણ જાણવામાં આવતું કે, ફકત રોઝા નમાઝના મસલા જાણવાથીજ પુરો મુસલમાન અને દીન ઉપર અમલ કરવાવાળો થઇ શકતો નથી, એ સબબથી કે, દીન ઇસ્લામમાં

કામીલ થવા સારૂ અકાયદ, ઇબાદત, મઆમલાત, ઇસ્લાહે નફસ અને અખલાક એ બધાની દુરૂસ્તી કરવાની જરૂર છે. અને તે ઇલ્મે દીનના શીવાય દુરૂસ્ત થઇ શકતા નથી. ફકત ઉર્દૂની ચાર કીતાબો અને દીનીયાતના બે ચાર રીસાલા પઢવાથી દીનથી વાકફીયત શું ખાક થઈ શકે છે? શરીઅતે મોહંમદી તો એવો ઇસલામી કાનુન છે કે જેમાં તમામ દીની અને દુન્યવી વાતોનો ફેંસલો કરેલો છે. ઇનસાનની પેદા થવાની હાલતથી લઇને તે મોત સુધી અને એના બાદના પણ કુલ મસાએલ બયાન કરેલા છે.

હવે મીસાલના તરીકાથી ફિકાહના મસલાઓને જુઓ. જેવું કે હમલના મસલા, બચ્ચું પેદા થવાના, દુધ પાવાના, પાળવા અને પરવરીશ કરવાના, બીયાહ અને શાદી કરવાના, તાલીમ અને તરબીયતના, ખાવા પીવાના, સુવા બેસવાના, પહેરવા ઓઢવાના, પાકી નાપાકીના, વુઝુ ગુસલના, રોઝા નમાઝના, હજ અને ઝકાતના, નિકાહ અને તલાકના, દુધ પીવરાવવાની હુરમત અને સુસરાલના, ઇદ્દત અને ખુરાકીના, કસમ અને કફ્ફારાના, આઝાદી અને ગુલામીના, હદ અને તાઝીરના, જેહાદ અને ગનીમતના, રાસ્તાથી મળેલી અને ખોવાયલી ચીઝોના, ભાગીદારી અને વકફના, વેચવા અને ખરીદવાના, વ્યાજ અને શરાફીના, હાઝીર જામીની અને માલ જામીનીના, હવાલા અને વકીલ કરવાના, પંચાયત કરવા અને ફેંસલો કરવાના, ગવાહીના ઇકરાર અને સુલેહ કરવાના, મુજરેબત અને બજાઅત એટલે એકનો માલ અને બીજો ભાગીદાર નફામાં યા ભાગ વગરના, અમાનત અને કરઝના, બક્ષીસ અને માંગેલાના, ઈજારા અને કીરાયાના, ઝબરદસ્તી અને રોકી દેવાના, લઇ લેવા અને દબાવી દેવાના, પડોસના અને વાંટવાના, ખેતી અને પાણોત કરવાના, શીકાર અને ઝીબેહ કરવાના, ખરાબાની ઝમીન આબાદ કરવા અને પાણીમાં ભાગ લેવાના, અડાણે લેવા અને દેવાના, જાન જીસ્મ અને માલના નુકસાનનો બદલો લેવાના, વસીયત અને ત્રસ્ટી કરવાના, કફન દફન અને જનાઝાના, મૈયતનુ કરઝ અને વારીસોને હક આપવાના, અને એના સીવાય પણ ઘણાજ મસલા અને મામલા છે. હવે સોચો અને સમજો કે કોઇ માણસ એવો નથી મળી શકતો કે ઉપરની વાતોમાંથી કોઈ વાતની પણ જરૂર ન પડે, અને એ વાતોમાંથી કોઇને પણ કામ પડેલું ન હોય. બલ્કે દરેક માણસને એ કામોમાંથી ઘણા કામોની જરૂર પડે છે. અને હર મુસલમાનને જે ચીજોથી કામ પડે એના મસલાઓ શીખવા એના માટે ફરઝે એન છે, અને તમામ મસલાઓનુ શીખવું અને પુરૂં ઇલ્મ હાસીલ કરવું મુસલમાનો પર ફરઝે કિફાયા છે. તો શું મુસલમાન ઇલ્મે દીન પઢીને પોતાનુ ફરઝ ઉતારે તો ભીખ માંગનાર ઝલીલ અને નકામો થશે? કે, દુનિયા

અને આખેરતમાં સુર્ખરૂ અને ફતેહમંદ તેમજ સાચી ઇઝઝત મળશે? એવા દીનના આલીમ બા અમલની લોકો ઇઝઝત અને મોટાઇ ખાસ દીલી મોહબ્બતથી કરે છે, દીવસે દીવસે તેમની ઇઝઝત વધે છે આખીર મોત સુધી બલ્કે મરવાના પછી પણ લોકોના દીલોમાં એમની ઇઝઝત અને મોહબ્બત બાકી રહે છે; ત્યારે વકીલ, બેરીસ્ટર, ફોજદાર, અમલદાર તેમજ જે જે દુન્યવી હાકીમો છે એ બધાની ઇઝઝત અને મોટાઇ એમના ઝુલ્મથી બચવાના વાસ્તે અથવા એમના કામો અને ઓહ્દાઓથી નફો ઉઠાવવા સારૂજ લોકો કરે છે. જ્યારે એમના ઓહ્દા અને કામોથી જુદા કરવામાં આવે છે તો એમને કોઇ સલામ પણ કરતું નથી, અને મરવા પછી એમના માટે મોટાઇના શબ્દ તો શું પણ સાચા દીલથી રહેમ કરે તથા બક્ષીશ કરે એમ પણ કોઇ કેહતું નથી, એ છે એમની દુન્યવી ઇઝઝત. હવે એમની કમાઇના બારામાં સાંભળો. મોલ્વી સાહેબને કોઇ તોહફો આપે છે તો પોતાની દિલની ખુશી અને મોહબ્બતના સાથે, અને એમાં પણ કદી મોલવી સાહેબને શક હોય કે હરામ છે તો એને પાછો ફેરવી દે છે અને ઓહ્દાવાળા સાહેબોને તો સામેવાળો જે કાંઇ આપશે તે એમનાથી કામ કરાવવા સારૂ અથવા એમના ઝુલ્મથી બચવા સારૂ આપશે. તે રૂશવત હરામ થશે. શરીઅતથી અને કાયદાથી બન્ને રીતે મના થશે.

જુઓ, દીનના આલીમોની ખિદમત કરવાથી દુન્યામાં બરકત અને આખેરતમાં સવાબ અને ઓહ્દાવાળા સાહેબોની ખિદમત કરવાથી દુન્યામાં ઝીલ્લત અને આખેરતમાં અઝાબ. હવે નોકરીની વાત રહી તો મોલ્વી સાહેબ પગાર લઇને પણ દીને ઇસ્લામને ફેલાવે છે અને મુસલમાનોને દીનનો રસ્તો બતાવે છે ત્યારે ઓહ્દેદાર સાહેબ તો ખુદ પોતાના દીને ઇસલામના કાનુન-શરીઅતે મોહંમદીને છોડીને બીજા કાયદાના હુકમો જારી કરીને ઇસલામને મીટાવે છે અને મુસલમાનોને કાફીર તેમજ મુશરીકોના રસ્તા ઉપર ચલાવે છે. અલ્લાહ તઆલા સુરે માયદામાં ફરમાવે છે:—

ومن لم یحکم بما انزل الله فاولئک هم الکفرون—

અને વળી બીજી આયતમાં છે કે:—

هم الظالمون—

અને ત્રીજી આયતમાં છે કે:—

هم الفاسقون—

યાને જે માણસે અલ્લાહ તઆલાની ઉતારેલી કીતાબ માફક હુકમ નહી

કર્યો તે ઝાલીમ છે, ફાસીક છે. હવે શું મુસલમાન પોતાના પેટના વાસ્તે એવી ઓહદેદારીઓને લઇને, શરીઅતથી ખીલાફ હુકમ કરીને કાફીર, ઝાલીમ અને ફાસીક બનીને દુન્યા અને આખેરતનો વબાલ લઇને એને ઇઝઝત સમજી શકે છે? અને શું એવી ઓહદેદારીની નોકરી જાએઝ અને પગાર હલાલ થઇ શકે છે? હવે વકીલ અને બેરીસ્ટરોનો હાલ સાંભળો. જે માણસ ચોરી કરે, ડાકા મારે, કોઇનો માલ દબાવે, યતીમનો એટલે મા બાપ વગરનાનો માલ લઇ લે, નાહક કોઇનું ખુન કરે, કોઇની આબરૂ લે, કોઇપર ઝુલ્મ કરે, કોઇની અવરત લઇને નાસી જાય અને બીજો કોઇપણ ગુનાહ કરે તો શું એવા ગુનાહવાળાના મુકદમામાં વકીલ થવું એની મદદ નથી તો શું છે? વગર મઝદુરીથી પણ એવી મદદ હરામ છે તો મઝદુરી લઇને શી રીતે જાયઝ થશે? અને એવી મજદુરી શી રીતે હલાલ થઇ શકે? અલ્લાહ તઆલા સુરે માયદામાં ફરમાવે છેઃ—

ولا تعاونوا على الاثم والعدوان واتقوالله ان الله شديدالعقاب

યાને ગુનાહ અને ઝુલ્મમાં મદદ મત કરો ખુદાથી ડરો; કેમકે અલ્લાહ તઆલા સખ્ત અઝાબ કરવાવાળો છે. હવે સોચો કે એવી વકાલત અને બેરીસ-ટરીમાં એક તો ગુનાહ ઉપર મદદ કરવી અને બીજું ખીલાફે શરીઅત હુકમ જારી કરાવવું. એ બન્ને ઝુલ્મ અને હરામ છે જેમકે; ઉપરની આયતોથી જાહેર થઇ ગયું છે. ઘણા ખરા વકીલો તો જુઠું બોલવું શીખવે છે અને રૂશવત અપવરાવે છે અને જુઠી કસમો ખાવા ઉપર તઇયાર કરે છે, એ ત્રણે કામો પણ હરામ છે. હવે જેને કુરઆન ઉપર ઇમાન નથી એ મુસલમાન કયારે થઇ શકે છે? અલ્લાહ તઆલા બધા મુસલમાનોને ઇમાન અને ઇસ્લામ ઉપર સાબીત રાખે. આમીન.

હવે રહ્યું ગુજરાતી અને અંગ્રેજી શીખવું. તો ફકત ગુજરાતી અને અંગ્રેજી ઝબાનનું લખવું અને ભણવું—શીખવું કદી જરૂર જણાય તો કોઇ હરજ નથી, એવી શરતથી કે દીનની કોઇ વાતને નુકસાન ન પહોંચે. જેવું કે, આજ કાલની સ્કુલોની કેળવણીના ઘણા ખરા છોકરાઓની તબીયત ઇસલામની વાતોથી નફરત કરે છે. અને પ્રથમના મુસલમાનો જેઓએ દુન્યામાં ઇસલામ ફેલાવ્યો અને દીનના ગાઝી મરદ બહાદુર ખુદાના રસ્તામાં જેહાદ કર્યો અને શહીદ થયા એમને ફકીર તથા બુરા જાણે છે એ વાસ્તે કે સ્કુલોમાં જે ઇતિહાસ એટલે તવારીખ પઢાવવામાં આવે છે એમાં ખુદ હુઝુર નબી (સલ૦) જે બન્ને જહાનના સરદાર છે એમનુ વર્ણન એવા હકીર અને હલકા શબ્દોમાં કરવામાં આવે છે કે કોઇ મુસલમાન એવા શબ્દોને જીભપર લાવવા પણ પસંદ ન કરી શકે. દીનના

બહાદુરો ઉપર ખોટી તોહમતો લગાડીને કોઇને ડાકુ, કોઇને લુટારો, કોઇને ગાંડો કોઇને લાલચુ, કોઇને ઝાલીમ, કોઇને સ્રીનો આશીક, કોઈને ગુલામ, કોઇને ખુની, કોઇને દગાબાજ, કોઇને લોભી, કોઇને નીચ, કોઇને દાસી પુત્ર, કોઇને તંગ દીલ, કોઇને મકકાર, કોઇને ફરેબી, કોઇને બદદાનત, કોઇને ગુલામનો પુત્ર વીગેરે હલકા અને નકામા શબ્દોના સાથે એમની હલકાઇ કરેલી છે. પ્રથમના મુસલમાનો જે દુન્યા અને દીનમાં તરકકી ઉપર હતા, એમની તરકકી, દીનદારી અને બહાદુરીને બુરાઇના સાથે ખોટા શબ્દોથી યાદ કરવામાં આવે અને બચ્ચાંઓને એવી ખોટી તાલીમ આપવામાં આવે તો શું એમના દીલોંપર ખરાબ અસર નહી પેદા કરે ? અને સાચા મુસલમાનોથી નફરત નહી પેદા કરાવે? શું એવી તાલીમ જાએઝ થઇ શકે છે ?

એના શીવાય અશઆર એટલે કવીતાઓને રાગથી ગાવું, શીખવવું શું મના નથી ? અને એ ચોપડીઓમાં જાનદારની તસ્વીરો હોય છે તો બચપણમાંજ તસ્વીરો બનાવવાનો અને રાખવાનો શૌખ પેદા થઇ જાય છે તો એ પણ મનાઈ છે. હવે અંગ્રેજી પઢેલાઓનો હાલ સાંભળો. પહેલાંજ કોલેજમાં દાખલ થવાના વખત કોટ, પાટલુન, બુટ, ડાઢી મુડાવ્વી વીગેરે નસારાઓના રિવાજ ઇખ્તેયાર કરવા પડે છે, અને કોલેજમાં દાખલ થવા પછીનુ તો કહેવુંજ શું ! એટલી ખરાબીઓ ઇસલામથી ખિલાફ થાય છે કે, કદી એમને બયાન કરવામાં આવે તો લાંબા દફતર બની જાય. શીવાય એનાથી અંગ્રેજી તાલીમમાં સેંકડો અને હજારો રૂપીઆ ખરચવા પડે છે. નસારાઓનો રસ્તો ઈખ્તેયાર કરીને ઘરનો બધો માલ ખરચીને જયારે પુરેપુરી મુશકેલીથી એફ. એ. અથવા એમ. એ. અથવા એલ. એલ. બી. વીગેરેની ડીગરી મળી ગઇ એટલે હવે આદત બગડી ગઇ, થોડાથી પુરૂં થતું નથી અને વધારે મળતું નથી. માલ હતો એતો ભણવામાં ખર્ચ થઇ ગયો. કદી માલ બાકી રહેતે તો અંગ્રેજી વગર પણ વેપાર કરી શકત. અને હુન્નરની તો વાતજ શું છે. આજ સુધી લાખો હિન્દુસ્તાનવાળાઓએ અંગ્રેજી શીખ્યું પણ હજુ સુધી ઘડીયાળ જે રાત દીવસ ખીસામાં રહે છે એના વીલાયતી જેવા પુરા પુરઝા પણ બનાવતાં આવડતાં નથી તો એનાથી વધુ હુન્નર તો શું આવડે ? અલબત્તા કદી આવડયું અને શીખ્યા તો એવું શીખયા કે કોઇની ગુલામી કરે. અત્યારે તો નોકરીના માટે ઘેરે ઘેર માર્યા માર્યા ફરે છે. કોઇ મન ભાવતી નોકરી પણ મળી આવતી નથી. જેટલું કેળવણીમાં ખરચ કર્યું એટલું પણ વસુલ થાય એવું માલમ પડતું નથી. હવે હરામ અને હલાલની તો પરવાજ નથી. કોઇપણ રીતની નોકરી મળી આવે તો બસ છે. એજ વાસ્તે કેટલાએક મુસલમાન બલ્કે કાઝી અને સૈયદો ખુદા તઆલાની

લા'નતનો તોક પહેરીને શરાબખાના અને વ્યાજખાના વીગેરેની નાજાયઝ નોકરી વીગેરેમાં ગુજર કરે છે. ખુદા બચાવે. આતો મોટી ડીગરી હાસીલ કરેલાનો હાલ છે, હવે રહયા સ્કુલોના મેટ્રીક પાસ થએલા તો, એમણે બીચારાને કોણ પુછેજ છે! ઇસતનજાના ખડુની માફક માર્યા માર્યા ફરે છે. શેખ સાદી (રહ૦) ફરમાવે છે:—

اگر روزي بدانش درفزودے زناداں تنگ روزی تر نبودے
بناداناں چناں روزی رساند کہ دانا اندراں حیراں بماند
بخت دولت بکار دانی نیست جز بتائید آسمانی نیست
کیمیاگر بغصہ ماندہ و رنج ابلہ اندر خرابہ یافتہ گنج
او فتاداست در جہاں بسیار بے تمیز ارجمند و عاقل خوار

એટલે ઇલ્મ અને હુંનર સાથે જો રોઝી હોત તો બેહુનર અને બેઇલ્મથી વધારે મોહતાજ કોઇ હોત નહિં. નાદાનોને અલ્લાહ તઆલા એવી રીતે રોઝી આપે છે કે અકકલવાળા એમાં હેરાન રહી જાય છે. નસીબ અને દોલત કામના જાણવાથી નથી. અલ્લાહ તઆલાની મદદ ઉપરજ છે. કીમીયાગર ગુસ્સામાં અને રંજમાંજ રહયો અને કંઇ મળ્યો નહી; અને બેવકુફને વેરાન જગ્યામાં ખઝાનો મળી ગયો. દુન્યામાં બહુજ પડયા છે કે વગર સમજવાળા તો મર્તબાવાળા બની ગયા અને અકલમંદ, ખરાબ તેમજ બુરી દશામાં સબડી ગયા. એનાથી ઝાહીર થાય છે કે અંગ્રેજી તાલીમ દોલતમંદ તો બનાવતી નથી પણ બદદીન બનાવે છે; એ વાસ્તે કે જયારે અંગ્રેજીમાં એવી તાલીમ 'આપવામાં આવે છે કે ઝમીન ફરે છે, સુરજ ફરતો નથી. અને અર્શ કુરશી અને સાત આસમાન કોઇ ચીજ નથી. ત્યારે મેઅરાજ, જન્નત અને આસમાનોની ખબરો, આસમાનથી કુરઆનનું ઉતરવું વીગેરે સેંકડો દીનની જરૂરી વાતોથી ઇન્કાર થાય છે. કુરઆન તથા હદીસની વાતો ઉપર તેઓ મશકરીઓ કરે છે, આવી વાતો કુફ્રની છે. એવા અકીદાઓથી મુસલમાન કાફીર થઇ જાય છે, હરગીઝ મુસલમાન રહી શકતો નથી. એથી દુન્યાની દોલત પણ ન મળી; અને ફના થવા વાળી દોલત કદી કંઇ મળી પણ ગઇ પરંતું જયારે ઇમાન ગયું અને આખેરતની હંમેશાની દોલતથી પણ મહરૂમ થઇ ગયો પછી એનાથી વધારે શું નુકસાન અને ખરાબી થશે? અલ્લાહ તઆલાની પનાહ! અલ્લાહ તઆલા ઇમાન અને ઇસલામ ઉપર હર મુસલમાનને કાયમ રાખે. ઇસલામ ઉપર કાયમ રહેવાનો એકજ રસ્તો છે, તે એ છે કે ઇસલામી તાલીમ હાસીલ કરો અને ખુદાની રસ્સી જે અમારા વાસ્તે ખુદા સુધી પહોંચવા સારૂ ખુદાએ મુકેલી છે કે જે ખુદાની

કીતાબ કુરઆન છે એને બધા મળીને મઝબુત પકડી રાખો; એટલે કુરઆનને પઢો અને એમાં સોચ કરો અને એને સમજો કે અલ્લાહ તઆલાએ એમાં શું શું હુકમો અને મોટી મોટી હીકમતો અને કુદરતો અને અજીબ અજીબ વાતો બયાન કરી છે. આ કુરઆન શરીફને એ સારૂ નથી ઉતાર્યું કે, એને છોડી દો અને ન પડો. અને કદાચ પઢો તો એને સમજો નહી, બલ્કે એ માટે ઉતાર્યું છે કે એને પઢો તેમજ સારી રીતે સમજો અને એના ઉપર અમલ કરો. સુરે મુહંમદમાં અલ્લાહ તઆલા ફરમાવે છે:—

افلا يتدبرون القران ام علی قلوبهم اقفا لها—

એટલે કેમ સોચતા નથી અને સમજતા નથી કુરઆનને; એમના દિલોંના ઉપર તાળા લગાડેલા છે. એનાથી એ મુરાદ છે કે દિલ એવા સખત અને કાળા થઇ ગયા છે કે, કુરઆનને સોચતા તથા સમજતા નથી બલ્કે એમના દિલોંપર તાળા લગાડેલા છે, જેથી કુરઆનના ઇલ્મની તાલીમથી નફરત કરે છે અને એના ઉપર અમલ કરવાને હિકારત અને ઝિલ્લત સમજે છે. હવે અલ્લાહ તઆલાના ફરમાવ્યા મુજબ કુરઆનમાં સોચ કરવો, ફકત તરજુમાના પઢવાથી હાસીલ થઇ શકતું નથી, બલ્કે એને સમજવા સારૂ અરબી ઇલ્મ જેવું કે; સરફ નહવ, મઆની, બયાન, અદબ, હદીસ, તફસીર, ઉસુલ ફિકહ, રીયાઝી વીગેરે ઇલ્મોના પઢવાની ઝુરૂરત છે. એના પઢયા વગર આવા વખતમાં કુરઆન શરીફ બીલકુલ સમજી શકે નહીં. એ માટે કરીને અરબી ઇલ્મોનુ પઢવું અને કુરઆનના મતલબોને સમજવું મુસલમાનનું ઝુરૂરી કામ છે. કુરઆન શરીફ અલ્લાહ તઆલા સુધી પહોંચાવવાવાળો રસ્તો છે. અગર એને છોડી દીધો તો નથી જાણવામાં આવતું કે, જહન્નમનાં કીયા ખાડામાં જઇને પડી જાય. મીશકાતની કીતાબ ફઝાએલુલ કુરઆનમાં છે:—

قال رسول الله صلی الله علیه وسلم یا اهل القران لاتتوسدوا القران واتلوه حق تلاوته من اناء اللیل و النهار و افشوه وتغنوه و تدبروا ما فیه لعلکم تفلحون ولا تعجلوا ثوابه فان له ثوابا رواه البیهقی فی شعب الایمان—

યાને રસુલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું કે અય કુરઆનના માનવાવાળાઓ કુરઆનને તકીયો મત બનાવો અને એના પઢવાના હકના માફક પઢો. રાતની વખતે અને દહાડાના વખતોમાં એને ફેલાવો. એના સાથે અને એની મદદથી બેપરવાહ થઇ જાવ અને સોચ કરો એ વાતોને જે એમાં છે, જેથી કરીને તમે નજાત હાસીલ કરો અને એનો બદલો દુન્યામાં જલદી ન ચાહો

એ સારૂં કે, એનો આખેરતમાં ઘણોજ મોટો સવાબ છે. આ હદીસને બેહકીએ સૉઅબુલ ઇમાનમાં રિવાયત કરી છે. આ હદીસનો ખુલાસો એ છે કે, હે ! કુરઆનના માનવાવાળાઓ–મુસલમાનો કુરઆનને તકીયાના માફક માથાના પાછળ મત નાંખો. એટલે એનાથી ગાફીલ મત થઇ જાવ; બલ્કે એને સહી રીતે રાત દહાડો પઢયા કરો. એના હુકમોની પેરવી કરો અને એને લોકોમાં ફેલાવો યાને પઢો અને પઢાવો, સમજો અને સમજાવો, અમલ કરો અને કરાવો અને કુરઆનની મદદથી બીજી ચીજોથી બેપરવાહ થઈ જાવ; યાને કુરઆનને પઢો, સમજો અને એના ઉપર અમલ કરો અને એના શીવાય બીજી વાતોથી બેપરવાહ થઇ જાવ. કુરઆનમાં જે હુકમો અને હિકમતો, અજાયબો અને કુદરતની મોટી મોટી નીશાનીઓ, ન્યામતો અને વહદાનીયતની દલીલો, રસુલ અને એમની રીસાલતની સચ્ચાઇ વીગેરે જે બયાન કરવામાં આવેલું છે એને સમજો, સોચો અને અમલ કરો જેથી કરીને તમારી નજાત થઇ જાય અને મુરાદ પુરી થઇ જાય. તે અમલનો બદલો અને સવાબ દુનીયામાં લેવા માટે જલદી ન કરો એથી કે, એના આખેરતમાં મોટા મોટા બદલા અને સવાબ અલ્લાહ તઆલા આપશે.

અલ્લાહ તઆલા બધા મુસલમાન ભાઇઓને આ હદીસ ઉપર અમલ કરવાની તોફીક અતા ફરમાવે અને ગુમરાહ લોકો અને કાફીર લોકોની પેરવી કરવાથી બચાવે. તેમજ હમારી દુનીયા અને આખેરત બહેતર કરે. આમીન યા રબ્બીલ આલમીન.

وصلی اللہ تعالیٰ علیٰ خیر خلقہ سیدنا محمد
وعلیٰ آلہ واصحابہ اجمعین—

**મુમન વલીમોહંમદ અલીજી માછલીયા ગામ સેધણીના.**
તાલીબે ઇલ્મે મદ્રસએ ગામ કાલેડા.

---

**( દીની હુકમો મુજબ નેક રસતે ચાલનારાઓને ગરીબ અને ભીખારી થઇ જવાના મેણા મારનારાઓએ નીચેની બૈતો વાંચી જોવી કે, હ૦ પયગમ્બર (સલ૦)એ તે બાબતમાં શું ફરમાવેલ છે. )**

**અને હે જે કામ, બુઝોરે શેતાની,**
**વે પીછા હે રાખતા, નેક કામકી નીશાની.**

કેહવે કુછ ભી તુ કામ, એ નેક રે કરાવે,
તો હલાક તુ હોવે, એસા રે બતાવે,

કભી તવકકુલ રબપર, તુ રે રાખે,
અને ઇબાદત ઉપર, રેહવે રે દાખે,

તો હોવેગા ફકીર, અને ખુઆરી આવે,
યું શેતાન કામ હે રે બતાવે.

અને જુઠી રે કરાવે, વે હકકી બાતા,
એ લાવે શેતાન કામ બંદેકી જાતા.

એ ફરમુદા ખાતિમ નબીજી હો કેરા,
એ સુન સુન સહી કર લીજીઓ સવેરા.

રે તુહી.

દીનથી અવલી બાત જે, આવે દીલમાં રંગરે,
આવે દિલમાં રંગ;

ઉસ્કુ સહી જાનના, દુરિજન કેરે ઢંગરે,
દુરીજન કેરે ઢંગ.

(ઝમાનની ફસલ ૧૮૧૩ પીર મશાયખ કૃત)

* * * *

સુનો જીવ હો, સુનો વીર હો.
રબતો બુઝો ઇલાહી, રોઝી દીતી ઉદર માંહી,
થાનુ માતા દુધ બાયા, તુ જે ચાયાજી. ૧.

સુનો જીવ હો, સુનો વીર હો.
જીવતો માતા ઉદર કીતા, દુધ પેહલા થાનુ દીતા,
યું તો રોજી તુજકુ દીતી, નેહ સેતીજી. ૨.

સુનો જીવ હો, સુનો વીર હો.
એસા હે રબ અપના, રોઝી દેવે સબ તના,
જીસકુ વેસી પહુંચાવે, રબ ચાવેજી. ૩.

(ઇમાનની ફ્સલ ગઝલ-૧૬૫૭. પીર મશાયખ કૃત.)

*　　*　　*　　*

સો ખાતિમ નબીકુ, ભેજારે કુરાના,
સો કુરાન મજીદ, નામરે જાના. ૧.

એ ફુરકાન કિતાબ, જિસે કેહતે હે નામા,
એ નામ હે કેહતે, કુરાન કે ઠામા. ૨.

એ અફઝલ દુજી, કિતાબુંસુ જાનો,
એ દુજી કિતાબુંસુ, ઉસે બુઝુર્ગ માનો. ૩.

કે ઇસિમાં હે સઘલા, લિખીઆ બયાના,
એસા ખાતિમ નબીકુ, નેહ કિયારે રહમાના. ૪.

સબ હકીકત દીનકી, ઇસ કલામ માંહે પાવે,
દુજી કિતાબ એસી, નાંહેરે સુનાવે. ૫.

(ઇમાનની ફ્સલ ગઝલ-૧૬૧૭. પીર મશાયખ કૃત.)



# ખુલ્લો શિર્ક.



الحمد لله الذى هدانا وماكنا لنهتدى لولا ان هدانا الله سوآء السبيل- والصلوة والسلام على رسوله النبى الامى الذى يجدونه مكتوبا عندهم فى التورات والانجيل- وعلى اله واصحابه الذين اجتهدوا فى عبادة الله كل غدوة واصيل- اعوذبالله من الشيطان الرجيم- بسم الله الرحمن الرحيم ومن الناس من يتخذ من دون الله اندادا يحبونهم كحب الله والذين امنوا اشد حبا لله— ولو يرى الذين ظلموا اذيرون العذاب ان القوة لله جميعا وان الله شديد العذاب- اذتبرء الذين اتبعو من الذين اتبعوا وراوا العذاب وتقطعت بهم الاسباب وقال الذين اتبعو لو ان لنا كرة فنتبرء منهم كما تبرءوا منا كذالك يريهم الله اعمالهم حسرات عليهم وماهم بخارجين من النار—

આ આયતોમાં શીર્કની બુરાઇ અને સજાનું વર્ણન આવેલ છે. શીર્ક બે તરાહનું છે. એક જલી એટલે ઝાહેર અને બીજુ ખફી. હું અહીં શીર્ક જલીના બારામાં થોડુક બયાન કરૂં છું તે સાંભળો. એની ત્રણ કિસમો છે. એક શીર્ક અલ્લાહની ઝાતમાં એ છે કે ખુદાના જેવો બીજાને જાણવો. બીજો શીર્ક ખુદાની સીફાતમાં યાની જે ખાસ ખુદાની સીફતો છે તે બીજામાં હોવાનો એતેકાદ રાખવો જેવો કે, કોઇને રીઝક આપવો, ઔલાદ આપવી, મુસીબત-બીમારી દુર કરવી, બધી ચીઝોની ખબર રાખવી, બધી જગ્યાએ હાઝર રહેવું વીગેરે આ સીફતોને બીજામાં હોવાનો એતેકાદ રાખવો. ત્રીજી કીસમ ઇબાદતમાં શીર્ક કરવો. જેમકે; કબરને સીજદો કરવો, કોઇની માનત ખુદાના શીવાય માનવી અથવા કા'બા શરીફ સીવા બીજી જગ્યાનો તવાફ કરવો, અથવા ખુદાના શીવાય બીજાને સીજદો કરવો. આ ત્રણ કીસમો શીર્ક જલીની છે. અમારી કોમમાં આવા કામોનો અને રસમોનો ઘણો રીવાજ પડી ગયો છે કે, વાંસડાના ખપાટો ઉપર કાગળના કટકા લઈથી લગાવીને ઇમામ હુસેન (રદી૦)ના રોઝાનો નમુનો બનાવે છે અને કહે છે કે, ઇમામત બરહક છે, એમની જરી મુબારકનો ઝહુરો કરવો જોઇએ. કોઇ એક પણ તાબુત બનાવનારાઓમાંથી એટલું જણાવે કે, હ૦ રસુલુલ્લાહ (સલ૦)એ કોઇ શહીદનો પોતાની ઝીંદગીમાં તાબુત બનાવેલો છે ? યા આપના બાદ ચારે ખલીફાઓએ આપનો અથવા કોઇ ખલીફાનો તાઝીયો બનાવેલ છે ? ચારે ખલીફાઓના બાદ ખુદ ઇમામ હસન (રદી૦) અથવા ઇમામ હુસૈન (રદી૦) પોતાના પીતા હ૦ અલી (રદી૦) ચોથા ખલીફાનો તાઝીયો બનાવ્યો હતો ?

દાવો કરીને કહું છું કે, અગર હઝારો વરસ સુધી તમામ દુનીયાના તાજીયા બનાવનાર ભેગા થઇને મેહનત કરે તોપણ સાબીત કરી શકશે નહી. અને એમના પાસે ચુપ રહેવાના સીવાય બીજો કોઇ જવાબ નથી. વળી તેઓ તાજીયા પરસ્તી કરનારા એટલા સુધી વધ્યા કે, તેમાં ખુદા તઆલાની સીફતો હોવાનો એતેકાદ જમાવી લીધો. તેને રીઝકમાં બરકત આપવાવાળો, બેઅવલાદને અવલાદ આપવાવાળો, નોકરીઓ આપવાવાળો, મુસીબત દુર કરવાવાળો, બીમારી દુર કરવાવાળો અહીં સુધી કે, દુનીયાનો બધો કારભાર તથા દુનીયાના નફા અને નુકસાનનો કરનાર એ તાઝીઓ છે. આ બધા શીર્ક સીફાતમાં છે. પછી એની માનતો માને છે, એના અંદર અરઝીઓ નાંખે છે, એના આગળ ઝમીન ઉપર લોટે છે અને બચ્ચાંઓને લોટાવે છે, તેના આગળ હાથ જોડીને ઉભા રહે છે, રોવે છે, પીટે છે.

ખુદાની પનાહ! કેટલો મોટો શીર્ક છે કે, ખપાટોના પીંજરાને ખુદા બનાવી લીધો! અલ્લાહ તઆલા ફરમાવે છે:—

مثل الذين اتخذو ا من دون الله اولياء كمثل العنكبوت اتخذت بيتا۔ وان اوهن البيوت لبيت العنكبوت—

યાને જે લોકોએ ખુદાને છોડીને બીજાને પોતાનો વલી અને મુખ્તેયાર માન્યો છે એની મીસાલ કરોળીઆ જેવી છે કે, એ પોતાને માટે જાળો બનાવે છે અને એની જાળો ઘણીજ કમઝોર છે. એવીજ રીતે એમનો વલી અને મુખ્તેયાર બીલકુલ કમઝોર છે, બે ઇખ્તેયાર અને અશકત છે; અને હકીકતમાં પણ એવોજ છે કે કરોળીયાના જાળામાં અને ખપાટોના પીંજરામાં શું ફર્ક છે? ભલા ખાપોનું પીંજરૂં પણ કદી મુખ્તેયાર બની શકે છે? તે પીંજરૂં પોતે તો હાલી શકતું નથી, અને માંખી પણ ઉડાવી શકતુ નથી, એના બંદાજ એને હલાવે છે, ફેરવે છે અને બે દહાડા પછી તોડી ફોડીને ફેંકી દે છે. કેવો ઝબરો ખુદા? કે પેદા પોતાના બંદાઓ પછી થયો અને બે ચાર દહાડાની જુઠી ખુદાઇ કરી પોતાના બંદાઓનાજ હાથેથી પામાલ થઇ ગયો! એ બીજાઓનું શું ભલું કરશે? આ બેવકુફીની કાંઇ હદ છે? ખુદા તઆલા ફરમાવે છે કે:—

امن يبدء الخلق ثم يعيده ومن يرزقكم من السماء والارض—

યાને ખુદા તઆલા સાથે જેને તમો શરીક અને ભાગીદાર ઠેરાવો છો એ તમારી હાજતો અને મુરાદો પુરી કરવા સારૂં બહેતર છે યા ખુદાએ બરહક બેહતર છે? જે મખલુકને પહેલા પેદા કરે છે, પછી મારી નાંખીને કિયામતના દહાડે ઉઠાવશે, અને જે ખુદા તમને આસમાન અને ઝમીનથી રીઝક આપે છે તે ખુદા તમારી હાજતો અને મુરાદો પુરી કરવાના માટે બેહતર છે.

—اَلَا مَعَ اللّٰهِ—

અને બતાવો શું ખુદા બરહકના સાથે તમારી મુરાદો અને હાજતો પુરી કરવાનાં માટે કોઇ બીજો ખુદા મદદગાર છે? બીલકુલ નહીં. ખુદાએ બરહક એકલોજ તમારી મુરાદો અને હાજતો પુરી કરે છે. જો તેમાં તમને કાંઇ શક હોય અને ખુદા તઆલાના સાથે કોઇ મદદગાર ઠેરાવતા હોવ તો—

—قل هاتوا برهانكم ان كنتم صدقين—

કહી દો કે, અગર તમે ખુદાના સાથે શરીક કરીને બીજાઓથી મુરાદો પુરી કરાવવામાં જો સાચા હો તો તેને દલીલથી સાબીત કરી બતાવો. ઓ તાઝીયાદારીઓ! તમે એ તાઝીયાદારીમાં સાચા હોવ તો કોઇ દલીલ કુરઆન, હદીસ યા ફીકાહે હન્ફીથી અથવા પીર મશાયખ સાહેબની કીતાબથી લાવો. પીર મશાયખ રહે૰ એ તો તવહીદના મસલાઓ અને શીર્કની ખરાબીયો તેમની કીતાબોમાં ઘણા ખુલાસાથી બયાન કરી છે; પણ તે તાઝીયાદારી કરનારા તાઝીયાદારી માટે દલીલ લાવે કયાંથી? અગર કોઇ દલીલ હોય તો રજુ કરે.

ભાઇઓ! આ તાઝીયાદારીમાં ખરેખર શીર્ક અને કુફ્ર છે. અને તે ઉપરાંત તેમાં બીજી સેંકડો ખરાબીયો છે જેમકે; કેટલાક તાઝીયાઓમાં મુરતો બનાવી મુકે છે જેને ગુલમરી અથવા તો દુલદુલ કહેવામાં આવે છે. મીશકાત શરીફમાં અબુ હુજેફા (રદી૰) થી રીવાયત છે કે, હ૰ રસુલુલ્લાહ (સલ૰) છબી બનાવનાર પર લાનત કરી છે. મઝકુર રિવાયત બુખારીએ બયાન કરી છે. બુખારી શરીફમાં છે કે, ઇબ્ને અબ્બાસ (રદી૰) ફરમાવે છે કે રસુલુલ્લાહ (સલ૰) એ ફરમાવ્યું કે જેણે કોઇ પણ જાનદારની તસવીર બનાવી તો બેશક અલ્લાહ તઆલા તેને અઝાબ કરનાર છે, એટલે સુધી કે, તે તસવીર બનાવનાર તે તસવીરમાં રૂહ ફુંકી દે અથવા જીવ નાંખી દે પરંતુ; તેનાથી કોઇ પણ દિવસે જીવ નાંખી શકાવાનો નથી, અને તેનો અઝાબ ખત્મ થવાનો નથી. આથી તસવીર બનાવવાની ખરાબી જણાઇ ગઇ; પછી તે તસવીર પત્થરની હોય કે કાગળ અથવા દીવાર ઉપર હાથથી અથવા કેમેરાથી ખેંચે દરેક રીતે હરામ છે. ઈબ્ને અબ્બાસથી રીવાયત છે કે, રસુલુલ્લાહ (સલ૰)એ ફરમાવ્યું કે દરેક તસ્વીર બનાવનાર જહન્નમમાં છે અને તેણે જેટલી તસ્વીરો બનાવી હશે તે દરેકના બદલ અલ્લાહ તઆલા એટલા અઝાબ કરનાર મુકર્રર કરશે કે તે દરેક તેને અઝાબ કરતા રહેશે. અબુ તલહા (રદી૰)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સલ૰)એ ફરમાવ્યું કે, જે ઘરમાં કુતરૂં અથવા તસ્વીર હોય તે ઘરમાં રહ-

મતના ફરિશ્તા દાખિલ થતા નથી. એ કેટલી બધી બે બરકતીની વાત છે કે, ઘરમાં રહમતના ફરિશ્તા આવતાં અટકે ?

અફસોસ કે, આજકાલ ઘણા ખરા લોકો તેને પોતાના ઘરનો શણગાર અને રવનક સમજી લીધો છે. અને કેટલાક તો એટલી હદ ઓળંગી ગયા છે કે; ઇસ્લામી મેળાવડાઓ અને જલસાઓનો ફોટુ ખેંચાવે છે. (નઉઝોબીલ્લાહ). જ્યાં ખુદાની ઇબાદતની અને ફરિશ્તાઓને રહેવાની જગ્યા છે ત્યાં એવું કામ જે ખુદ બુરૂં છે અને તે પણ આવા મેળાવડાઓમાં કરવાં વધારે ગઝબ ઉપર ગઝબ છે. ખુદા તઆલા હિદાયત કરે.

ગરઝ કે તાઝીયાદારીમાં પણ એ વબાલ મોજુદ છે અને બીજી ખરાબીયો તાઝીયાદારીમાં એ છે કે, મરસીયા પઢે છે, રડે છે, કકળે છે. કિતાબ ઇબ્ને માજામાં છે કે રસુલુલ્લાહ (સલ૦)એ મરસીયા પઢવાથી મના ફરમાવ્યું છે, અને અબુ સઇદ (રદી૦)થી રીવાયત છે કે, રસુલુલ્લાહ (સલ૦)એ ઝોરથી રડનાર, છાતી કુટનાર અને તેની તરફ ધ્યાન દેનારપર લાનત ફરમાવી છે. એને અબુ દાઉદે રીવાયત કરી છે. વળી એક ખરાબી એ પણ છે કે, એ દિવસોમાં સોગ પાળે છે અને કાળાં લુગડાં પહેરી કેટલીક ચીઝો સોગના લીધે છોડી દે છે. જો કે શરીઅતનો હુકમ છે કે, ઓરત પોતાના ધણીના મરવા ઉપર ઇદ્દત સુધી સોગ કરે અને બીજા સગાઓના મરવા ઉપર ત્રણ દીવસથી વધારે સોગ કરવું હરામ છે; તો હવે બતાવો કે, તેરસો વરસના પછી સોગ કરવો કેવી રીતે જાયઝ થઇ શકે ? બીજી ખરાબી તાઝીયાદારીમાં એ છે કે, તેમાં ગાવું અને બજાવવું ઘણીજ ખુશી અને જોશની સાથે કરવામાં આવે છે; જેવી રીતે કે હઝરત ઇમામ હુસેન (રદી૦) તાઝીયાદારી બનાવનારાઓના જાણે દુશમન ન હોય તેમ તેઓની વફાતના ઉપર ખુશીઓ મનાવે છે એ કેટલી મોટી ગુમરાહીની વાત છે ? હ૦ રસુલુલ્લાહ (સલ૦) ગાવા વગાડવાને મના ફરમાવે છે અને ગાવા વગાડવા ઉપર સખતમાં સખત અઝાબ નાઝીલ થવાની ખબર આપે છે. તીરમીઝીએ હ૦ અલી (રદી૦)થી રિવાયત કરી છે કે, ફરમાવ્યું રસુલુલ્લાહ (સલ૦)એ કે જ્યારે મારી ઉમ્મતના લોકો રેશમ પહેરવા લાગશે, શરાબ પીશે, ગાવા વગાડવા લાગશે અને પાછલા લોકો આગલા લોકોને બુરૂં કેહશે તો એવા વખતે તેઓ ઉપર ખુદા તઆલાની તરફથી અઝાબ નાઝિલ થશે, રાતી આંધીયો આવશે, ઝમીન ધસી જશે, પત્થર વરસાવવામાં આવશે અને શીકલો બદલી દેવામાં આવશે.

ભાઇઓ ! આપ લોકોને તાઝીયાદારીની ખરાબીઓ સારી રીતે જણાઇ ગઇ અને તાઝીયાદારીમાં શીર્ક કુફ્ર અને બીદઅતની વાતો પણ ઝાહેર થઇ ગઇ;

પણ અફસોસ કે તાઝીયાદારીના પુજારીઓએ એટલા ઉપરજ બસ નથી કર્યું પણ મોટામાં મોટો ગઝબ એ કર્યો કે, શીર્ક અને કુફ્ર કરવાની જગ્યો પણ કેટલાક ગામોમાં મુકર્રર કરવામાં આવી, જ્યાં ખુદાએ કાહેર ઝુલજલાલનો ઝિક્ર-તસ્બીહ, તવહીદ અને ઇબાદતની જગ્યા હતી એટલે મસ્જીદો કે, જેના બારામાં અલ્લાહ જલ્લેશાનહુ ફરમાવે છે:—

وان المساجد لله فلا تدعوا مع الله احدا—

એટલે મસ્જીદો ખાસ ખુદાનીજ ઇબાદતના વાસ્તે છે માટે તેના શીવાય બીજા કોઇની પણ ઇબાદત, બંદગી અને પુજા તેમાં ન કરો. ત્યારે મસ્જીદમાં તાઝીયો બનાવવો, કોઇનો છીલ્લો બનાવવો, મેહદી ભરવી અને તેની તાઝીમ અને ઇબાદત કરવી, તેઓની મન્નતો પુરી કરવી એ કેટલો બધો ઝુલ્મ છે? ખુદા તઆલાના પાક ઘરોને શીર્ક અને કુફ્રની નજાસતથી નાપાક કરવામાં આવે, તેમજ માતમ અને પુજા કરવા માટે ઓરતો અને બચ્ચાઓ મસ્જીદમાં આવી મસ્જીદને ખરાબ કરે એ ઘણોજ મોટો વબાલ, ઝુલ્મ અને ગુનોહ છે. એક રસમ આમ લોકોમાં એવી છે કે, ઇંટોનો પીલર બનાવે છે અને તે પીલરમાં દીવા રાખવાની ઘણી તાકો-ગોખલા બનાવેલા હોય છે અને તેનું નામ બાળાપીર અથવા બાળાપીરની મેહદી છે ત્યાં એવી રસ્મો કરવામાં આવે છે કે, તેમાં દીવાઓ બાળે છે. એમાં માલની ફુઝુલ ખરચી છે અને ફુઝુલ ખર્ચ કરનારાઓને અલ્લાહ તઆલાએ શેતાનના ભાઇ કહયા છે. બીજું એમાં મુશરીકોની મુશાબેહત છે કેમકે; મુશરીક લોક તેમના બુતો ઉપર તેઓની તાઝીમના લીધે દીવાઓ બાળે છે, તો અહીં પણ એ વાત મૌજુદ છે એટલે શીર્ક અને હરામ કામ થયું. બીજી વાત એ છે કે, જે કોઇને માનતા માનવી હોય તો બાળાપીરની માનતા માને છે, આખડી લે છે. તો માનત માનવું અલ્લાહના શીવાય બીજા કોઇની પણ અને આખડી લેવી એ બન્ને શીર્ક અને હરામ છે. ત્રીજી વાત એ છે કે, અગર ગામમાં કોઇ મુસીબત આવે તો ગામનો આગેવાન પાછળ હાથ બાંધીને ઇંટોના બુતને સલામ કરે અથવા સીજદો કરે અને પોતાની હાજત માંગે. તો આવી રીતે સલામ અને સીજદો કરવો ઇબાદતમાં શીર્ક છે અને હાજતો માંગવી તે સીફાતમાં શીર્ક છે. ચોથી વાત એ છે કે, ત્યાં ચઢાવો ચઢાવી તેને તબર્રૂક સમજી વ્હેંચવામાં આવે અને કદી કોઇ ન ખાય તો તેને મુનકર સમજવામાં આવે છે એ તમાંમ ઇબાદતમાં શીર્ક છે અને કુરઆન શરીફમાં સાફ ખુલ્લી રીતે એવા ખાણાઓ માટે હરામ અને મનાઇ હુકમ આવેલા છે. પાંચમી વાત એ છે કે, દર વરસ કપડાના ત્રણ ઘોડા બનાવી બાળાપીર ઉપર બાંધવામાં આવે છે; એક ઘોડો ચાંદ સઇયદનો, એક ઘોડો અલી અબ્બાસનો

અને એક ઘોડો બાળાપીરનો. એ ત્રણે ઘોડાઓ ગામની રખવાળી અને ચોકીદારી કરે એટલે કોઇ આફત આવે તો તેને દુર કરે. ખુદાની પનાહ! તમામ ગામના આદમી જાનદાર હોવા છતાં પણ હિફાઝત કરી શકતા નથી અને તે નજીવાં કપડાના ચીથડાના ઘોડાઓ કે જેઓ ખુની કેદીની માફક ફાંસીપર લટકતા દેખાય છે તેઓ આફતને ટાળી શકે? ખુદાની પનાહ!! એ તમામ સીફાતમાં શીર્ક છે. ગરઝ કે, એ બાળાપીર મુકવાની રસમ તમામ શીર્ક અને કુફ્રથી ભરેલી છે જેની બુરાઇ તાઝીયાના બયાનમાં ઉપર થઇ ચુકી. એક રસમ એ છે કે, ઘણા ખરા ગામોમાં એક કોટડી બનાવેલી હોય છે જેમાં બીછાનું બીછાવેલું હોય છે અને સમજે છે કે, હાજર પીર અહીં મૌજુદ છે. તે બીછાના ઉપર બે હાથ મુકી ચુમે છે અને સલામ (નમસ્કાર) કરે છે. અને કંઇ ખાણું વીગેરે ત્યાં લઇ જઇ, થોડીવાર રાખી પાછું લાવે છે અને તેને પીર સાહેબની તબર્રૂક સમજી વ્હેંચે છે. વિચાર કરો કે દરેક જગ્યાએ મૌજુદ રહેવું ખાસ ખુદાની સીફત છે, કોઈ બીજાને માટે એવું સાબીત કરવું સીફાતમાં શીર્ક છે. એવી જીવ વગરની ચીજોને સલામ કરવી, તાઝીમ કરવી તેના રદમાં દુરરે મુખતારમાં ખુલાસાથી બયાન આવેલ છે. આલીમોના આગળ તેમજ મોટા લોકોના આગળ ઝમીન ચુમવી હરામ છે; તેવું કરનાર અને તે પર રાઝી રેહનાર બન્ને ગુનેહગાર છે કેમકે; એ બન્ને ચીઝો બુતપરસ્તીની મુસાબેહ (નકલ) છે. અને તાઝીમના ઇરાદાથી કરવું કુફ્ર છે.

એક રસમ એ લોકોમાં એવી છે કે, મેતામાં પીરનો ઉરસ દર સાલ કરે છે તેમાં પણ હઝાર જાતના શીર્ક અને બીદઅતો થાય છે. કબરેનો તવાફ કરવામાં આવે છે, મૈયતના પગ તરફ જઇ સીજદો કરવામાં આવે છે, એ દરેક ચીઝ ઇબાદતમાં શીર્ક છે. જો કે ઓરતોને અંદર જવા દેતા નથી પરંતુ ત્યાં બહારજ કેટલાક દીવાઓ બાળી તેના આસપાસ ગાતાં ગાતાં તવાફ કરે છે એ ખરેખર અગ્ની પુજા છે, એ કામ મજુસીયોના છે. પછી તેમાં કેટલાક મરદો પણ ઓરતોમાં જઇ મળે છે એ ખરેખર શર્મ ભરેલું કામ છે. (ખુદાની પનાહ!) ઇબાદતમાં એ શીર્ક છે. એના સીવાય ઘણી ખરી ખરાબીયો જે તાઝીયાના બયાનમાં કહી ચુકયો છું તે દરેક અહીં મૌજુદ છે. એનો હાલ આગળ થઇ ચુકયો જો લંબાણ થવાની બીક ન હોત તો ફરી ખુલાસાથી બયાન કરતો. પીર મશાયખ (૨૯૦) ની કીતાબોને ધ્યાનથી જુએ અને સમજે તો તે કિતાબોથી પણ મઝકુર ખરાબીયો ગુનાહના પાત્ર છે એ સાબીત થશે.

હે મારા મુમન ભાઇઓ! વીચાર કરો, સમજો અને બેફીકર થઇ બેસી ન રહો અને સારી રીતે જાણી લો કે, આ દુન્યવી ઝીંદગી થોડા દીવસની છે,

જો ખુદાના ત્યાં છુટકારો ચાહતા હો તો હમણાજ એવી બુરાઈ ભરેલી વાતોથી તોબાહ કરી લો, બાપ દાદા અને જાહેલ આગેવાનોના રસ્તા છોડી દો. તફસીર હુસેની વીગેરેમાં લખેલું છે કે, હઝરત સઅદ બીન અબી વકકાસ (રદી૦) જયારે મુસલમાન થયા ત્યારે તેમની માતા હમના બીન્તે અબુ સુફીયાને સોગન ખાધા કે, જયાં સુધી તુ ઇમાનથી ન ફરે ત્યાં સુધી ખાવા પીવાનું બંધ રાખીશ અને ધુપથી છાંયડામાં આવીશ નહીં. હઝરત સઅદ (રદી૦)એ મઝકુર બાબત રસુલુલ્લાહ (સલ૦) સામે અર્ઝ કરી. આથી તેમના સંબંધમાં આયત નાઝીલ થઇ:—

وان جاهداک علی ان تشرک بی ما لیس لک بہ علم فلا تطعہما وصاحبهما فی الدنیا معروفا واتبع سبیل من اناب الی۔

એટલે તમારા મા બાપ અગર સખ્તી અને ઝગડો કરે અને એવી કોશીશ કરે કે, તમે ખુદાના સાથે બીજાને શરીક કરો તે ચીઝને કે તમે નથી જાણુતા એટલે જે ચીજ ખુદા બનવાના લાયક નથી તેને શરીક ઠેરવવા માટે તમારા માબાપ કહે તો તમે એમની વાત ન માનો અને એ વાતમાં તેમની તાબેદારી ન કરો, અને દુન્યામાં તેઓ સાથે સારી રીતે વરતો. જે માણુસ ખુદાની તરફ ઝુકેલો છે તેના તરીકા અને રસ્તાની તાબેદારી કરો; જેવી રીતે હઝરત સઅદ (રદી૦) એ અમલ કર્યું. તેમની માએ ત્રણુ દિવસ સુધી ખાધું પીધું નહિ એટલા સુધી કે, તેમનું મોંઢું લાકડી વતી ખોલી હલકમાં પાણી ઉતાર્યું, છતાં હ૦ સઅદ (રદી૦) એજ કેહતા કે, અગર મારી માના સીત્તેર જીવ હોય અને તે દરેકને જુદા જુદા કબ્ઝ કરવામાં આવે એટલે કદી સીત્તેર વખત મરે તો પણુ હું દીન ઇસ્લામથી ફરીશ નહીં. ત્યારે હે ભાઇઓ! ઈસ્લામપર એવાજ પાકા થઇ જવું જોઇએ અને શરીઅતના વીરૂધ બાબતમાં માબાપની અથવા કોઇ પણુ આગેવાનની વાત ન માનવી જોઇએ, અને તેઓની તાબેદારી કરવી જોઇએ નહીં. જો એવી બાબતોમાં તેઓની પાછળ પાછળ ચાલશો અને તેમના કહેવા પ્રમાણે કરશો તો, યાદ રાખો કે, શીર્ક અને કુફ્ર સુધી પહોંચી દુન્યા અને આખેરત ખરાબ કરશો અને તે જાહેલ તમને છોડી કિયામતમાં વેગળા થઇ જશે જેવું કે; અલ્લાહ તઆલા ફરમાવે છે:—

ومن الناس من یتخذ من دون اللہ اندادا یحبونهم کحب اللہ۔

એટલે કેટલાક લોક એવા છે કે ખુદાને છોડીને તેના મુકાબલામાં બીજાઓને એવા દોસ્ત રાખે છે જે કે જેવો ખુદાને રાખવો જોઇએ. એટલે બીજાઓની કદર, ઇઝઝત, તાકત અને ઇખ્તેયાર ખુદાના બરોબર સમજે છે.

والذین امنوا اشد حبا للہ۔

પણ જે લોક પાકા ઈમાનવાળા છે તે તો ખુદાની મોહુબ્બત વધારે અને મઝબુત રાખે છે. કોઇ પણ વખત ખુદાને છોડતા નથી, તકલીફ હોય કે, આરામ દરેક વખતે ખુદાનાજ તરફ ઝુકે છે; અને જે કામ કરે છે એ ખુદાનેજ ખુશ કરવા વાસ્તે કરે છે.

ولو یری الذین ظلموا اذیرون العذاب ان القوة لله جمیعا وان الله شدید العذاب—

અને એ લોકો જેઓએ ખુદાને છોડી તેના મુકાબલામાં બીજાઓને વધારે તાઝીમ અને મોહુબ્બતના લાયક સમજયા તો તેઓ તે હાલતને જાણી લે કે, જે કિયામતના દિવસે અઝાબને જોઇ માલુમ કરશે. બેશક તાકત અને કુદરત દરેક ચીજ પર ખુદાનેજ છે, અને તેજ અમલ પર બદલો, સવાલ અને નફો દઇ શકે છે અથવા તો અઝાબ કરી શકે છે. અને બેશક ખુદા તઆલાનો અઝાબ સખત છે. જો તેને અગર કોઇ જોઇ લે તો ઘણોજ પસ્તાવો કરે અને કહે કે અમે કેટલી મોટી ભુલ કરી કે, આવા ઝબરદસ્ત કુદરત અને તાકત ધરાવનારને છોડી દુન્યાના અખ્તેયાર વગરના અને કમઝોરો સાથે મોહુબ્બત જમાવી, અને તેમની સાથે માન ભર્યો વર્તાવ કર્યો.

اذتبرء الذین اتبعوا من الذین اتبعوا ورأوا العذاب و تقطعت بهم الاسباب—

કિયામતના દિવસે તે લોક જેમની તાબેદારી કરી બીજાઓએ આવા કામ કર્યા હશે તેઓ ગભરાશે, અને દુન્યામાં જેઓ એમની તાબેદારી કરતા હતા તેઓથી પીછો છોડવશે; એટલે બાપ દાદા, આગેવાન સરદાર અને દોસ્તી રાખનારા ગરઝ કે, જેઓની તાબેદારી કરી અને જેમની વાતો સાંભળી આવા કર્મો કર્યા હતા તે દરેક કિયામતના દિવસે પોતાના તાબેદારોથી બેઝાર થશે. કારણ કે તે કિયામતમાં તાબેદારોને કંઇ પણ કામ આવી શકશે નહીં. નતો ઇઝઝત–આબરૂ બાકી રેહશે અને નતો સવાબ દઇ શકશે, તેમ અઝાબથી પણ બચાવી શકશે નહીં. અઝાબ જોતાંજ તેઓના ઘસબાબ અને આપસનો સંબંધ ટુટી જશે અને ત્યાં તેઓની કંઇ ઈઝઝત આબરૂ રેહશે નહીં. તેમ સરદારી, સગાઇ અને મોહુબ્બત પણ કંઇ કામ આવી શકશે નહીં; કે તેના આધારે બીજાની મદદ કરી શકે.

وقال الذین اتبعوا لو ان لنا کرة فنتبرأ منهم کما تبرؤا منا—

અને તે તાબેદારી કરનારા જો દુનીયામાં એમ સમજતા હતા કે, જેઓની અમે તાબેદારી કરીએ છીએ તેઓ કિયામતના દિવસે અમારે કામ લાગશે

પરંતુ તે દિવસે આ હાલ જોઇ કેહશે કે અગર અમને બીજીવાર દુન્યામાં જવા મળે તો અમે તેઓથી વેગળા રહીએ જેવી રીતે તેઓ આજ અમારાથી જુદા છે; એટલે હવે કદી પણ તેઓનું કેહવું માનીશું નહીં. અને તેઓની મરઝી મુજબ ચાલીશું નહીં પણ સારા કામો કરીને આવીશું.

كذالک يريهم الله اعمالهم حسرات عليهم- وماهم بخارجين من النار-

એ લોકો આપસમાં એક બીજાથી બેઝાર થઇ પીછો છોડવશે અને બીજી વાર દુન્યામાં આવી શકશે નહીં અને અફસોસ કરતા રેહશે. એજ પ્રમાણે અલ્લાહ તઆલા એ લોકોને દુન્યામાં કરેલ તેમના કામો બતાવશે અને એ કામો પણ એમના અફસોસનું કારણ થશે. તેઓની નીરાશા અને અફસોસ વધી જશે અને પછતાવો કરશે કે, અમે આવા કામો શા માટે કર્યા કે, જે કામોએ અમોને ખુદા જેવા મહબુબથી દુર રાખી જહન્નમમાં ઢકેલી દીધા. અહીં તે અમલોનો કંઇ સારો બદલો મળ્યો નહીં. અલ્લાહ તઆલા ફરમાવે છે કે તેઓ જહન્નમમાંથી કદી પણ નીકળવાના નથી. તેઓના બીજીવાર દુન્યામાં જઇ સારા કામો કરવાના વિચારો નકામા છે.

ભાઇઓ! જોયો આ શીર્કનો અંજામ? કેટલો ખોટો છે, અને કેટલો મોટો વબાલ અને ગુનોહ છે? એટલા માટે અલ્લાહ તઆલા એના બારામાં ફરમાવે છે.

ان الله لا يغفر ان يشرک به و يغفر مادون ذالک لمن يشاء- ومن يشرک بالله فقد ضل ضلالا بعيدا—

એટલે અલ્લાહ તઆલાના સાથે કોઇને શરીક કરવો એ એવો ગુનાહ છે કે તેને અલ્લાહ તઆલા માફ કરશે નહિં. અને એ શીવાય બીજા ગુનાહો તે જેને ચાહશે તેને માફ કરશે. જે લોક ખુદાના સાથે કોઇને શરીક માન્યો તે માણસ રસ્તો ભુલી ઘણોજ દુર ચાલ્યો ગયો. ભાઇઓ એ શીર્ક એવું ખરાબ કામ છે કે, એ પોતે તો માફ થશે નહીં પણ તેના હોતાં કોઇ બીજું નેકીનું કામ પણ આખેરતમાં ફાયદો દેશે નહીં. દરેક નેકીના કામના સવાબ માટે ઇમાનનું હોવું શરત છે. ખુદા તઆલા ફરમાવે છે:—

ومن اراد الاخرة وسعى لها سعيها وهو مؤمن فاولئک کان سعيهم مشکورا-

એટલે જે માણસ આખેરતની ભલાઈ ચાહે અને તેના માટે કોશીશ તથા મેહનત કરી, ઇમાન પર કાયમ રહી સારા કામો કરે તો તેની કોશીશ મકબુલ

થશે. તો હવે એ ભાઇઓ ! ખુદાને તેની ઝાત, સીફાત અને કારભારમાં એકજ સમજો, અને રસુલુલ્લાહ (સલ૦) ને ખુદાના બંદા અને સાચા રસુલ સમજો અને આપ ખુદાના તરફથી જે હુકમો લાવ્યા તેમજ આપે જે કાંઇ ફરમાવ્યું તેને હક અને સાચુ માનો. તે હુકમોપર અમલ કરો, આપની તાબેદારીને ફરઝ સમજો. મનમાં પાકો અકીદો જમાવો અને જીભથી કબુલ કરો.

તોહીદ અને રીસાલતપર ઇમાન લાવવું તે ઇસ્લામનો થંભ છે. જો એ થંભ પડી ગયો તો તમારૂં ઇસ્લામનું ઘર પડી જશે અને એના શીવાય તમારા કોઇ પણ સારા અમલ કામ લાગશે નહિં.

હવે હું પોતાના વિવેચનને પુરૂં કરૂં છું અને ખુદાથી દુઆ ચાહું છું કે અલ્લાહ તઆલા આપણને ઇમાન પર કાયમ રાખે, સારા કામોની તૌફીક આપે, ઇમાન પર ખાતેમા કરે, કબ્રમાં તથા આખેરતમાં અમોને મુસીબતોથી બચાવે અને જન્નતુલ ફીરદોસમાં પોતાના દીદારથી અમારી આંખોને રોશની તથા ઠંડક આપે. આમીન, યા રબ્બુલ આલમીન.

وصلى الله تعالى على خير خلقه سيدنا محمد
وعلى آله واصحابه اجمعين—

મુમન આદમ અલીમોહંમદ સેલીયા ગામ ગઢામણના.

તાલીબે ઇલ્મે મદ્રસએ ગામ ગઢામણ.

---

( શિર્કની બુરાઇ વિષે હ૦ પીર મશાયખ રેહ૦ એ આપે લખેલ કિતાબોમાં ખુલાસાથી બયાન ફરમાવેલ છે જેમાંથી મુખ્તસર નીચે રજુ કરીએ છીએ. )

એક મરદ તો ખાતીમ, નબી પાસ આયા;
ઉને અરજ હો કેરા, સોચ એસારે બતાયા.
પૂછા કૌનસા હે કહો, કબીરા ગુના;
સો અલ્લાહકે નઝદીક, કહો બુઝે હમના.
કિસે ખુદાકે બરાબર, કહા ખાતિમને ચાવે;
એ ગુનાહ તો કબીરા, હેરે કેહલાવે.

અને રબ હૅ ઍસા, તુજે પેદા રે કીતા;
યું ઉસકૂ બૂઝના, આપ એક હૅ મીતા.—રે તુહી.

બરાબર ના કો ઉસકે, વાહિદ વેહે રબરે,
વાહિદ વેહે રબ.

ઉને સબ પેદા કીયા, બંદે ઉસકે સબરે,
બંદે ઉસકે સબ.

* * * *

આસમાન ઉને પેદા કીતેરે, તમે સુનોરે;
તારે ભી હે ઉસ સંગ દીતેરે, તમે સુનોરે.
એસા હે કો અવર બનાવેરે, તમે સુનોરે;
રીત એ મન કયું ન લાવેરે, તમે સુનોરે.
એક રીતે કામ વે કરાવેરે, તમે સુનોરે;
બરાબર વે હૅ કહલાવેરે, તમે સુનોરે.
આપ રબ હૅ સુબહાનારે, તમે સુનોરે;
રોજી દેવે સબ્કૂ રહમાનારે, તમે સુનોરે.
ઉગમન સુરજ ઉગાતારે, તમે સુનોરે;
સુરજન એસા હૅ સુનાતારે, તમે સુનોરે.
આથમન સુરજ ઉગાવેરે, તમે સુનોરે;
હે કો એસા ઠામકુ ફિરાવેરે, તમે સુનોરે.
એ રીત બૂઝો મન માંહાંરે, તમે સુનોરે;
બરાબર રબકે કો નાંહાંરે, તમે સુનોરે.

* * * *

તબ ઇહસાનકા બયાન, નબીજીને આખા;
એક કરની એ ઇબાદત, રબકી દાખા.

જાૂ તૂરબકૂ, હૅ દેખે રે જાને;
વૅસી ઇબાદત ઉસકી, સહી મનમાંહે આને.

જૂં હયાતને મૌત, હૅ હિલના ચલના,
અને રોઝી જૂં પહુંચાતા, વે હૈ રે સુનના.

રે તુહી.

ઇબાદત રબકી કરની, ઇહસાન ઉસકા નામરે,
ઇહસાન ઉસકા નામ.

નબીજીએ ફરમાહીઆ, સુન રાખો દિલ ઠામરે,
સુન રાખો દિલ ઠામ.

*    *    *    *

અશહદોઅલ લાઇલાહ, ઇલ્લલ્લાહ કેહના;
મૈઁ ગવાહી હૂં દેતા, એતા બુઝકર લેના.
કે નહી કોઈ માબૂદ, પૂજાકી ઠામાં;
જમી આસમાન ઠામ, જેતે બુઝોરે નામા.
મગર હૅ એક અલ્લાહ, માબુદ હમારા;
વે હૈ પુજા કેરી ઠામ, દિલકે પિયારા.
અને અન્ન મોહમ્મદન, ઇસ બાજ કહીએ;
ભી અબ્દોહુ વરસૂલોહ, કેહકર લહીએ.
કે મોહમ્મદ બંદે, હૅ ઇસ રબ કેરે;
ભી એ હૅ રસૂલ, ભેજે રબને સવેરે.

*    *    *    *

કહા શરીકતો રબમાં, કુછ કીજિયો નાંહાં,
કભી મરરે જાહો, કે જલો આગ માંહાં.

(ઇમાનની ફસલ-પીર મશાયખ કૃત.)



# નમાઝ અને જમાઅત.



الحمد لله رب العلمين والصلوة والسلام علي سيد المرسلين وعلي اله واصحابه اجمعين اعوذ بالله من الشيطن الرجيم بسم الله الرحمن الرحيم فسبحن الله حين تمسون و حين تصبحون- وله الحمد فی السموات والارض- وعشيا و حين تظهرون—

આ આયતથી અલ્લાહ તઆલાએ પેહલા ઝિક્ર ફરમાવેલ છે કે કિયામતના દિવસે લોકોના બે ટોળા હશે. એક ટોળુ નેક મોમીનોનું હશે અને તે જન્નતના બાગમાં આરામ કરશે ત્યારે બીજું ટોળું ખુદાની આયતોથી ઇનકાર કરનાર અને કિયામતને સાચી ન સમજનાર, તે અઝાબમાં ગીરફતાર હશે. તે બયાન કરીને, પછી અઝાબથી છુટીને જન્નતમાં જવાનો તરીકો બયાન ફરમાવેલ છે. પાકી બયાન કરો, અલ્લાહની એટલે નમાઝ પઢો જ્યારે રાતમાં વખત થાય જેમકે; મગરીબ, ઇશા અને સુબેહનો વખત હોય. અને અલ્લાહના વાસ્તે આસમાન અને ઝમીનમાં તારીફ છે. અને નમાઝ પઢો સાંજના વખતે એટલે અસરના અને જ્યારે બપોર થાય એટલે ઝોહરના વખતે. આ ઉપરથી નમાઝના વખત અને ગણુત્રી, તાકીદ અને ફઝીલત માલુમ થઇ. માટે અમને ઝરૂરી છે કે, અગર અઝાબથી બચવા ચાહીએ અને બુઝુર્ગી તથા ભલાઈ હાસીલ કરવા માંગીએ તો પાંચ વખતની નમાઝ બરાબર અદા કરવી જોઇએ. નમાઝ ઇસ્લામનો બીજો રૂકન અને ફરઝ છે. એની ફરઝીયતનો ઇન્કાર કરનાર કાફીર છે, અને સુસ્તી અને બેપરવાઇ કરીને છોડી મુકનાર ફાસીક છે. તેની સાક્ષી પણ કબુલ થાય નહી.

સોચવાની વાત છે કે, નમાઝ પઢતાં કેટલો વખત લાગે છે, અને શી તકલીફ થાય છે? શરીઅતે તો એટલી આસાની કરેલી છે કે, ઉભા રહી નમાઝ ન પઢી શકો તો બેસીને પઢો, અને બેસીને ન પઢી શકો તો સુતા સુતા પઢો તેનો સવાબ પણ પુરો મળશે. એટલી ફઝીલત અને એટલો આરામ છતાં અમો લોક નમાઝ ન પઢીએ તો અમારી બદનસીબીની વાત છે. થોડીક ગફલતમાં દોઝખનો અઝાબ લઇએ અને દુન્યા તથા આખેરતની હઝારો બરકતો તથા ફઝીલતોથી મેહરૂમ રહીએ છીએ. ઘણા લોકો બહાના કરે છે કે અમોને ધંધા રોઝગારથી ફુરસદ નથી, ખેતીવાડી નોકરીના કામમાં રહીએ છીએ; તેવીજ રીતે ઓરતો પણ કહે છે કે બાળ બચ્ચાંઓની પરવરીશમાં નમાઝ પઢવાની

ફુરસદ નથી મળતી; આ બધા શયતાની બહાના છે તે માટે અલ્લાહ તઆલા ફરમાવે છેઃ—

يا يها الذين آمنوا لا تلهكم اموالكم ولا اولادكم عن ذكر الله ومن يفعل ذالک فاولئک هم الخسرون—

યાને હે, ઈમાનવાળાઓ! (ચેતો કે,) તમારો માલ, દવલત તથા તમારી અવલાદ તમોને ખુદાની યાદથી ગાફીલ ન કરી દે. તેમની મોહબ્બતમાં ખુદાને ભુલી ન જાઓ. જો તમો દુન્યાના માલ અને અવલાદની મોહબ્બતમાં ખુદાની યાદથી ગાફીલ થયા, તો તમો મોટી ખોટ અને નુકસાન પામશો. ભાઇઓ સોચો, ફીકર કરો અને સમજો કે નમાઝ ન પઢવાથી અને ખુદાની નાફરમાની કરવાથી અલ્લાહ મીયાંની હુકુમતમાં કોઇ ઝાતની કમી આવતી નથી; પરંતુ હમારૂંજ નુકસાન, અમારીજ ખરાબી છે. આ અમારો ધંધો રોઝગાર બાલ બચ્ચાં અમને દુન્યાના કોઇ કામથી રોકતા નથી ત્યારે ખુદાની ઇબાદતમાં આગળ આવે છે એવું કેહવું શું ઇન્સાફ છે? એ સર્વે નકામી વાતો છે.

હવે જે હદીસોમાં નમાઝની તાકીદ અને ફઝીલત આવી છે તેને નમુના ખાતર રજુ કરૂં છું. મિશ્કાત શરીફમાં છે કે, અબુ ઝર રીવાયત કરી છે કે, રસુલુલ્લાહ (સલ૰) શીયાળાની પાનખર રૂતુમાં એક દિવસે બાહિર તશરીફ લઇ ગયા ત્યાં આપે એક ઝાડની બે ડાળીઓ પકડી, અને પકડતાંની સાથેજ એકદમ પાંદડા ખરી પડવા લાગ્યાં. આપે મને ફરમાવ્યું કે, "હે અબુઝર!" મેં અર્ઝ કરી કે, "યા રસુલુલ્લાહ (સલ૰) શું હુકમ છે." આપે ફરમાવ્યું કે, "બેશક મુસલમાન બંદો અલ્લાહની રઝામંદી માટે નમાઝ પઢે છે તો તેના પણ ગુનાહ આ ઝાડના પાંદડાની જેમ ખરી પડે છે." રિવાયત કીધી તેને એહમદે. અને મિશ્કાત શરીફમાં અબુ હુરૈરા (રદી૰) થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સલ૰) એ ફરમાવ્યું કે બતાવો, તમારા કોઇના ઘરના બારણા આગળ નદી ચાલતી હોય, અને તે ઘરવાળા પાંચ વખત દિવસમાં તે નદીમાં ન્હાય તો તેમના શરીર ઉપર થોડો પણ મેલ રહે ખરો? અર્ઝ કીધી કે, ઝરા પણ મેલ રહે નહીં. આપે ફરમાવ્યું કે, તેવીજ મીસાલ પાંચે વખતની નમાઝોની છે કે જે તેમને પઢે છે અલ્લાહ તઆલા તેના સર્વે ગુનાહ એના સબબથી મીટાવી દે છે. રિવાયત કીધી તેને બુખારી અને મુસ્લીમે. અને જાબીરથી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સલ૰) એ ફરમાવ્યું કે, બંદા અને કુફરના વચમાં ફરક નમાઝનું છોડવું છે. રિવાયત કીધી તેને મુસ્લીમે. એટલે ઇન્સાને જયારે નમાઝ છોડી તો કુફરની સીડી ઉપર ચઢયો, હવે કુફર સુધી પહોંચી જાય તો શું નવાઈ? રસુલુલ્લાહ

(સલ૦) એ ફરમાવ્યું કે, તમારી અવલાદ જ્યારે સાત વરસની થાય તો તેને નમાઝનો હુકમ કરો, અને જ્યારે દસ વરસની થાય અને નમાઝ ન પઢે તો મારીને પઢાવો. રિવાયત કીધી તેને અબુ દાઉદે. આ ઉપરથી નમાઝની સખ્ત તાકીદ માલુમ થઇ. બચ્ચાંઓને નાનપણથી નમાઝની તાકીદ કરવી અને આદત પાડવી જોઇએ

આજ કાલ આપણા લોકોના એ હાલ છે કે, બચ્ચાંઓને પઢાવવી તો દરગુઝર પોતે પણ નમાઝ નથી પઢતા. એમજ ખુદાનુ કર્ઝ માથે લઇ દુન્યાથી રૂખસત થાય છે. આમ લોકોને તો શું કહીએ! જમાતના આગેવાન અને પેશવા કે જેઓ પીરાઇનો દાવો કરે છે તેઓ પણ નમાઝથી બેફીકર છે. અફસોસ છે કે, દુન્યામાં કોઇનું કર્ઝ થઇ જાય તો બહુ ફીકર થાય અને ઝમીન જાગીર સુધ્ધાં હાથથી ખોઇ બેસે છે, અને આપવા માટે પાસે ન હોય તો મુરીદોને અડાણે મુકે છે. મુરીદ પણ મફતના બાંદી ગુલામની પેઠે ઠીક મળી ગયા છે કે, તેમની સાથે માલીકની માફક વર્તણુક કરે છે. મુરીદાણીઓના સાથ જુદો વરતાવ કરે છે અને મુરીદોના સાથે ન્યારો વરતાવ કરવામાં આવે છે. આ ઠગ વિધ્યાતો દુન્યામાંજ ચાલી શકે છે, અલ્લાહ તઆલાના રૂબરૂ ત્યાં કોને અડાણે મુકશે? ત્યાં તો પોતેજ પોતાના અમલોના બદલામાં ઘરેણે રેહશે. અલ્લાહ તઆલા ફરમાવે છે:—

كل نفس بما كسبت رهينة الا اصحب اليمين- فی جنت يتساءلون
عن المجرمين ما سلككم فی سقر- قالوا لم نك من المصلين ولم نک نطعم
المسكين وكنا نخوض مع الخائضين وكنا نكذب بيوم الدين حتی اتنا اليقين
فما تنفعهم شفاعة الشافعين—

યાને કિયામતના દિવસે હર ઇન્સાન પોતાના અમલોના બદલામાં ઘરાણે રોકાયલો હશે, સિવાય તે લોકોના કે જેમના નામએ આમાલ સીધા હાથમાં મળ્યા હશે. કેમકે તેઓ તો જન્નતમાં ચાલ્યા જશે. તેઓ પેલા જહન્નમીઓને પુછશે કે, તમને દોઝખમાં કઇ ચીજે નાંખ્યા? તેઓ કેહશે કે, અમો નમાઝ પઢતા નહોતા, તેને દિલથી ફરઝ જાણુતા નહોતા, ગરીબોને ખાવા ન્હોતા આપતા, નિકમ્મા અને ખરાબ લોકોની સોહબતમાં રેહતા, કિયામતના દિવસને નહોતો માનતા; એટલા સુધી કે, અમારી મોત આવી. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, આજે છોડવનારાઓની શફાઅત પણ તેઓના કામ આવશે નહીં; કેમકે તે છોડવનારાઓના સાથે ન હશે. આથી નમાઝની તાકીદ અને નમાઝ ન પઢનારાઓના હાલ જણાઇ આવ્યા કે તેઓ જન્નતમાં જવાથી રોકાયલા હશે અને કોઇની શફાઅતમાં દાખલ થશે નહીં. કુરઆને કરીમતો એ ફરમાવે છે ત્યારે

આજકાલના આગેવાન રહબર અને નામના પીરો જેમને નતો નમાઝની પરવાહ, ન રોઝાનો ગમ તે એમ કહે છે કે, અમો તમારા પીર અને પેશવા છીએ. અમને નહિ માનો તો તમોને શફાઅત નસીબ થશે નહીં. ભાઇઓ ઈન્સાફ કરો અને વીચારો કે, આવા આગેવાનોના પાછળ ચાલવાથી શફાઅત મળશે કે તેમનો પીછો છોડવાથી ? કુરઆને કરીમ તમારા સામે છે અને આવા રહબરોની હાલતની તમને ખબર છે ત્યારે તમો પોતેજ ફેંસલો કરી લો.

ભાઇઓ, આ બધું નફસનું બેહકાવવું અને ફરેબ છે; કેમકે નફસ ઉપર નમાઝ ઘણી ભારી પડે છે જેવી રીતે અલ્લાહ તઆલા ફરમાવે છેઃ—

وانها لكبيرة الا على الخشعين الذين يظنون انهم ملقوا ربهم وانهم اليه راجعون—

યાને બેશક આ નમાઝ નફસો પર ઘણી ભારી અને સખ્ત માલુમ થાય છે. અલબત્તા જે લોકો પોતાના પાલનહારથી ડરવાવાળા અને આજીજી કરનારા છે, અને આ બાબતનો યકીન રાખે છે કે તેઓ અલ્લાહથી મળનાર છે અને ખુદાની તરફ ફરનાર છે તેવા લોકો પર નમાઝ આસાન છે. તે માટે રસુલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું કે, મારી આંખોની ઠંડક નમાઝમાં છે. આથી સાફ ઝાહિર થયું કે બેનમાઝીના દિલમાં ખુદાનો ડર અને કિયામતપર ઇમાન પુરી તરેહથી નથી તેથી કિયામતના દિવસે એવા લોકોનો હશ્ર પણ એવા લોકોના સાથે હશે જેવું કે મીશ્કાત શરીફમાં છે કે, અબદુર્રહમાન બેટા ઉમરના, ઉમર બેટા આસના રિવાયત કરે છે કે, એક વખતે રસુલુલ્લાહ (સલ૦) એ નમાઝનો ઝિક્ર ફરમાવ્યો અને બયાન કર્યું કે, જે શખ્સ નમાઝની નીગેહબાની કરશે તો તે નમાઝ માટે કિયામતના દિવસે નુર થશે અને દલીલ થઇ તેને નજાત અને છુટકારો અપાવશે. અને જેણે આ નમાઝની સંભાળ ન રાખી તો તેના માટે તે નુર, દલીલ અને નજાત બનશે નહીં; અને કિયામતના દીવસે કારૂન, ફિરઓન, હામાન અને ઉબૈ બીન ખલફના સાથે હશે. રિવાયત કીધી તેને અહમદ અને બૈહકીએ શોઅબુલ ઇમાનમાં. ભાઇઓ, વિચારો કે, ફિરઓન, હામાન તથા ઉબૈ બિન ખલફ કેટલા મોટા મશહુર કાફીર અને મુનાફીક હતા ? કારૂનને તેના માલ અને દવલતના ગુરૂરે અને ફિરઓન તથા હામાનને તેમની હુકુમત અને દુન્યાની મોટાઇએ તથા ઉબૈ બીન ખલફને નબી સાહેબની અદાવતે ખુદાની તાબેદારીથી રોકયા; તેમની સાથે બેનમાઝી રેહશે. બચાવે અલ્લાહ મીયાં બુરાઓની સોહબતથી. ભલા તેઓ તો એવી અંધારી દોઝખમાં પડેલા હશે કે જ્યાં પોતાનો હાથ પણ સુજશે નહીં તો ત્યાં નુર કયાંથી મળશે ?

ومن لم يجعل الله له نورا فماله من نور—

જેના માટે ખુદાની તરફથી નુર ન પહોંચે તો પછી તેના માટે નુર કયાંથી આવે ? આથી આપ લોકોને નમાઝની ફઝીલત અને તાકીદ તથા નમાઝ ન પઢવાનો વબાલ માલુમ થઇ ગયો. એવી તમામ તાકીદોના સબબથીજ સુન્નત જમાઅતના ઉલમાઓએ બેનમાઝીઓ માટે સખ્ત હુકમ કર્યો છે; જેવું કે દુર્રે મુખ્તારમાં લખ્યું છે કે જે માણસ સુસ્તી અને બેપરવાઇથી નમાઝ મુકી દે તો તેને કેદ રાખવો જોઇએ એટલા સુધી કે નમાઝ પઢવા લાગે. અને ઇમામ શાફી (રહ૦) ના નઝદીક એક વખતની નમાઝ છોડવાવાળાને કત્લ કરવાનો હુકમ છે. અલ્લામા શામી લખે છે કે, આજ હુકમ ઇમામ અહમદ અને માલીક (રહ૦) ના નઝદીક પણ છે. અને મરાકીયુલ ફલાહમાં લખ્યું છે કે, જાણી જોઇને સુસ્તીથી નમાઝ છોડવાવાળાને એટલો મારવો જોઇએ કે, એનાથી લોહી નીકળે એટલે હાકીમ એટલી સઝા કરે, પછી એને કૈદ કરે અને કયદ કરવાના બાદ એને નસીહત અને ધમકી તથા મારથી તાકીદ કરતા રહે ત્યાં લગી કે તે નમાઝ પઢવા લાગે અથવા કેદમાંજ મરી જાય. આતો એની દુન્યાની સઝા છે પરંતુ મરી ગયા બાદ અગર ઇસ્લામ પર મરે તો નમાઝ ન પઢવાના સબબથી જેટલો ગુનાહ થયો એની સઝા લાંબી મુદ્દત દોઝખમાં એવા ઠેકાણે સઝા કરશે કે જ્યાંની ગરમી દોઝખની ગરમીથી બહુ તેજ છે. જહન્નમમાં બહુ ઉંડી જગ્યામાં એક કુવો છે જેમાં જહન્નમના બીજા કુવાઓનું લોહી અને પીપ વહીને એ કુવામાં ભેગું થાય છે તે જગ્યા બેનમાઝીઓ માટે તૈયાર કરી છે.

ભાઇઓ, હવે સોચો વિચાર કરો કે, નમાઝની કેટલી તાકીદ છે. તેમાં બેપરવાઇ ન કરવી જોઇએ. પોતે મઝબુતી સાથે નમાઝ ઉપર કાયમ થવું જોઇએ અને બચ્ચાઓને પણ તાકીદ કરવી જોઇએ. દરેક કોમના આગેવાનો અને સત્તા ધરાવનારાઓને ઝરૂર છે કે, પોતાની કોમના બેનમાઝી અને નમાઝ મુકી દે તેમને સત્તાના મુજબ સઝા કરે, બેનમાઝીઓ ઉપર સખ્તી કરે, તેમને નમાઝી બનાવે નહીં તો કિયામતના દિવસે આગેવાનોને સખ્ત પુછ થશે અને નમાઝીઓની જવાબદારી ખુદાના સામે આગેવાનોને આપવી પડશે. કિયામતના દિવસે સર્વથી પહેલાં નમાઝ માટે પુછવામાં આવશે:—

روز محشر کہ جانگداز بود      اولیں پرسش نماز بود

આપણી કોમની અફસોસનાક હાલત જુઓ ! આપણા પીર અને પટલીયાઓએ બેનમાઝીઓ માટે કાંઇ બંદોબસ્ત અને નમાઝ મુકી દેનારાઓ માટે કોઇ સઝા મુકર્રર કરી હોય એવું આજ સુધી જણાયું નથી. જેટલા પીર સા૦ થી નજદીક એટલાં ખુદાથી દુર જણાય છે. જેવા કે, પીર સા૦ ના છત્ર નીચે જામપુરા અને પીર સા૦ ના જમણા હાથ નીચે ગામ મેતા અને ડાબા હાથ

નીચે ગામ બસુને સમજવા જોઇએ. પછી એ ગામોમાં તપાસ કરી જુઓ કે, બીજા ગામોથી એ ગામોમાં પીર સા૦ ના વ્હાલાઓ માંહેથી કેટલા નમાઝી અને રોઝદાર છે? વળી બેનમાઝીઓ માટે પીર સાહેબે કેવી સઝા મુકર્રર કરેલી? કેટલાઓને ન્યાત બહાર કર્યા અને કેટલાઓને દંડયા? ઉલ્ટુ જમાત સાથે નમાઝ પઢનારાઓને દંડયા છે, મસજીદથી બહાર કાઢી મુકયા છે, ન્યાતથી અલગ કર્યા છે. આવી બાબતોથી જીવ બળે છે. કિયામતના દિવસે આ આગેવાનો શું જવાબ આપશે? ત્યાં તો ન લાલચ કે રૂશવત કામ આવશે, કે ન માલ કે મુલક. હે ભાઇઓ, નમાઝની કોશીશ કરો, નમાઝ પઢો અને પઢાવો તો દોઝખના અઝાબથી બચી જશો તેમજ દુન્યા તથા આખેરતની બરકતો અને ખુબીયો હાસીલ કરશો. હવે એક વાત સમજવી જોઇએ તે એ છે કે, ફર્ઝ નમાઝ પાંચે વખત જમાઅતથી પઢવી ઝરૂરી છે. અને એમાં વધારે ફાયદો છે કેમકે; માણુસ જમાઅતમાં હાઝર થાય છે તો બીજા મુસલમાન ભાઇથી મુલાકાત થાય છે, અને તેમની તંદરૂસ્તી બીમારી ખબર રહે છે. અગર કોઇ બીમાર થાય અને આવી ન શકે તો એની તબીયતના સમાચાર પુછવા જાય અને સવાબ હાસીલ કરે. કોઇ સુસ્તી કરી ન આવે તો તેને સમજાવી સવાબ મેળવે. ઘણી વખત પોતે પણ બીજાઓથી નસીહત સાંભળે ને દીનથી વાકીફ થાય છે. કોઈ વખત કોઇ ગરીબ માણુસ મળે તો તેની મદદ કરે છે ને સવાબ મેળવે છે. અગર જમાઅતમાં હાજર ન થાય તો આ વાતો કયાંથી નસીબ થાય?

સુબ્હાનલ્લાહ! શરીઅતે અમારી કેટલી ફીકર કરી છે અને અમારા માટે કેટલા સારા હુકમ રાખ્યા છે કે જેમાં અમોને અમારા ભાઇઓ સાથે હળી મળી રેહવું અને દીન દુન્યાના ફાયદા હાસીલ કરવાના સારો માર્ગો બતાવ્યા. વળી એક વાત એ પણ છે કે, જમાઅત કરવી તે ઇસ્લામની મોટી નીશાની છે. મરાકીયુલ ફલાહમાં લખ્યું છે કે, જમાઅતનું છોડવું વગર સબબે જાયઝ નથી. જો કોઇ ગામના લોકો વગર સબબે જમાઅત છોડીને જુદા નમાઝ પઢે તો તેમને જમાઅત સાથે નમાઝ પઢવાનો હુકમ કરવો જોઇએ. ઇસ્લામનો હાકીમ હુકમ કરે કે તેઓ જમાઅતથી નમાઝ પઢે. જો તેઓ માનીને નમાઝ શુરૂ કરે તો સારૂ નહીં તો એમના સાથે લઢાઇ-કત્લ કરે; કેમકે જમાઅત ઇસ્લામની મોટી નીશાની છે. આથી જમાઅતની કેટલી બધી તાકીદ જણાઇ? તેજ કારણથી દુર્રે મુખ્તારમાં લખ્યું છે કે નમાઝ પઢનારને મુસલમાન ત્યારે કહીએ કે, પોતે જમાઅત સાથે નમાઝ પઢે. અને અલ્લામા શામીએ આ કારણ બતાવ્યું છે કે, આ ઉમ્મતની શરીઅતમાંજ નમાઝ પઢવું ખાસ નથી પરંતુ પેહલાની ઉમ્મતોના માટે પણ એ હુકમ હતો. મતલબ એ છે કે, આગલી

શરીઅતોના માનવાવાળા જમાઅત વગર નમાઝ પઢે છે પછી ફરક કેવી રીતે સમજાય કે એકલો નમાઝ પઢવાવાળો મોહંમદ (સલ૦) પર ઇમાન રાખે છે યા નહીં? તે શીવાય જ્યારે ઇનસાન એકલો નમાઝ પઢવાની આદત કરે છે અને જમાઅતની ફીકર રાખતો નથી તો ઘણા ભાગે શેતાન તેને ઠગે છે કે તને કોઇ જોતુ તો નથી કદાચ એક નમાઝ નહી પઢીશ તોપણ શી ફીકર છે. આવી રીતે બેહકાવીને બિલકુલ નમાઝથી ખાલી રાખે છે. કેટલાકો પીર કેહવરાવી એવું બોલે છે કે, અમો ઘરમાં સંતાઇને નમાઝ કરીએ છીએ, યા દિલમાં નમાઝ પઢીએ છીએ કોઇને બતાવવા નથી પઢતા! તો સમજવું જોઇએ કે, આ બધી શેતાની વાતો છે. શું એ લોકો નબી સાહેબથી વધારે મરતબો રાખે છે? આપે તો કોઇ વખત જમાઅત છોડી નથી ત્યારે આ લોકો બતાવવાના બહાનાથી જમાઅત છોડી દે છે! અગર દુન્યામાં નામ કરવું હોય તો વીવાહ શાદી મોત વીગેરેમાં હઝારો રૂપીયા માંથે પાણી ફેરવીને ખુબ ખીરો-લાફસી ખીચડી ખાય છે અને ખવરાવે છે! અને નમાઝ પઢવાનું નામ આવે તો દેખાવાના ડરથી ઘરમાં સંતાઇને નમાઝ પઢે છે તો, આ બધા નમાઝ ન પઢવાના બહાના છે.

મીશકાત શરીફમાં અબુ હુરૈરાથી રીવાયત છે કે રસુલુલ્લાહ (સલ૦) જમાઅતમાં હાઝર ન થનારાઓના ઘરોને આગ લગાડવાનો ઇરાદો કર્યો અને ફરમાવ્યું કે, ઘરમાં ન્હાના બચ્ચાં અને ઓરતો પણ હોય છે, અગર તેઓ ન હોત તો પોતાના ખિદમત કરવાવાળાઓને હુકમ આપત કે, તે ઘરોને સળગાવી નાંખો. રિવાયત કીધી તેને અહમદે અને અબુ મુસા અશઅરીથી રિવાયત છે કે, નબી સાહેબે ફરમાવ્યું કે, બે જણા અને બેથી વધારે જમાઅત છે. રિવાયત કીધી તેને ઇબ્ને માજાએ. ઓબય ઇબ્ને કઅબ (રદી૦)થી રિવાયત છે કે, નબી (સલ૦) એક દિવસ સવારની નમાઝ પઢી ફારીગ થયા તો પુછયું કે, ફલાણો ફલાણો જમાઅતમાં છે? સહાબાઓએ કહયું ના સાહેબ. આપ (સલ૦) એ ફરમાવ્યું કે, આ બે નમાઝ-ઇશા અને ફજર-મુનાફીકો ઉપર ભારી પડે છે, અગર તમો આ નમાઝોની ખુબી અને સવાબ જાણુતા અને કદાચ તમારામાં ચાલવાની શકિત ન હોત તો ઘુટણે ઘસડાઇને પણ જતા. મતલબ એ છે કે, એની ફઝીલત બહુજ મોટી છે, અને માણુસે તેમાં રાજી ખુશીથી હાઝર થવું જોઇએ. પછી આપ (સલ૦)એ ફરમાવ્યું કે, પહેલી સફ ફરીશતાઓની સફ જેવી છે. અગર પહેલી સફની બુઝુર્ગી જાણુતા તો અલબત્તા તેમાં શરીક થતા, અને વ્હેલા આવતા. સાચું છે કે, એકલા નમાઝ પઢવાથી બીજા એક આદમી સાથે પઢવું તે એકથી અફઝલ છે. જેટલી જમાઅત વધારે હોય તેટલી ખુદાને વધારે

ગમે છે. રિવાયત કીધી તેને અબુ દાઉદ અને નીસાઇ. આ ઉપરથી જમાઅતની મોટી ફઝીલત ને ઘણી તાકીદ માલુમ થઇ. મગર અફસોસ છે કે, અમો તેની ફીકર કરતા નથી. ઇબ્ને ઉમરથી રિવાયત છે કે, નબી (સલ૦)એ ફરમાવ્યું કે, એકલા નમાઝ પઢવા કરતાં જમાઅત સાથે નમાઝ પઢવાથી સત્તાવીસ ઘણો વધારે સવાબ મળે છે. રિવાયત કરી બુખારી અને મુસ્લિમે. અહીંયા પણ કેટલી બધી ફઝીલત જમાઅતની ઝાહીર થઇ? એના શીવાય બીજી ઘણી હદીસો જમાઅતની તાકીદ અને ફઝીલતના માટે આવેલી છે. હવે હે ભાઇઓ ઇન્સાફ કરો કે જે પીર–આગેવાન પોતે પણ જમાઅતથી નમાઝ ન પઢે અને બીજાઓને પણ રોકે અને તેઓપર સખતી કરે તેમજ ખુદાની મસ્જીદોને ઇબાદતથી વેરાન કરવા ઇચ્છે તે શું સાચા રેહબર બની શકે છે? કદી પણ નહીં. માટે હે ભાઇઓ! એવા પીરોથી દીન મળવાની ઉમ્મીદ ન રાખો અને તેમને મુકી દો. ખુદા અને નબી (સલ૦)ના તાબેદાર બનો, નમાઝ અને જમાઅત ઉપર કાયમ થાવ તો તમારી દુન્યા અને આખેરત બેહતર થાય.

અલ્લાહ તઆલા અમો સર્વેને નમાઝ અને જમાઅત ઉપર કાયમ રાખે અને શરીઅતની તાબેદારીમાં અમારી ઉમર પુરી કરે, તેમજ આખેરતની ભલાઇની મેહરબાની ફરમાવે. આમીન.

وصلى الله تعالى على خير خلقه سيدنا محمد
وعلى آله واصحابه اجمعين—

મુમન વલીમહંમદ જીવા પરબડીયા–ગામ કરનાલાવાળા.
તાલેબુલ ઇલ્મ—મદરસએ શેહર પાલનપુર.

---

( ઉપરની તકરીરને ટેકો આપતી કેટલીક બેતો હ૦ પીર મશાયખ રહે૦ ની કિતાબથી રજુ કરીએ છીએ જે બહુજ મનન કરવા લાયક છે. )

સુનો જમાત રે કરની એ સુન્નત રે જાનો,
એ સુન્નત મોઅક્કીદા હય રે પેહછાનો.
એ તાકીદકી સુન્નત હય જમાઅત કેરી,
એ સુન સુન સહીકર બુઝીઓ સવેરી.

*   *   *   *

જો તુજે દીનકા ચાવ હે, કર તુ સુન્નત રીત રે,
કર તુ સુન્નત રીત;
ખુબ કામ થે જાને નબીયે, રબકી બોતથી પીતરે,
રબકી બોતથી પીત.

( પીર મશાયખ. )

# ઝકાત.

الحمدلله رب العلمين والصلوة والسلام على سيدالمرسلين وعلى اله و اصحابه واولياءه اجمعين- اعوذبالله من الشيطن الرجيم- بسم الله الرحمن الرحيم- الذين يقيمون الصلوة ويؤتون الزكوة و هم بالاخرة هم يوقنون- اولئك على هدى من ربهم واولئك هم المفلحون—

આ આયતોમાં અલ્લાહ તઆલા નેક બંદાઓની સીફત, તારીફ, ફઝીલત અને સવાબનું બયાન ફરમાવે છે કે, તે નેક બંદાઓ એવા છે કે તેઓ નમાઝને કાયમ રાખે છે, ઝકાત અદા કરે છે અને કિયામતના દિવસપર યકીન રાખે છે, અને તેજ લોકો પોતાના પરવરદિગાર તરફથી હિદાયત અને સીધા રસ્તાપર સાબીત અને કાયમ છે; અને તેજ લોકો છુટકારો મેળવનાર તથા મુરાદો હાસીલ કરનાર છે. આ આયતમાં નમાઝ, ઝકાત અને કિયામતપર ઇમાન રાખવું એ ત્રણે ચીઝોનો સાથેજ ઝિક્ર ફરમાવેલો છે, એનાથીજ જણાય છે કે, એ ત્રણેમાં ભારે સંબંધ અને લગાવ છે આથી એ ત્રણે ચીઝોની ફઝીલત જણાઇ. તેમ સખત તાકીદ પણ જણાઇ કે અગર એ કામોમાં કસુર થશે અને એ ત્રણે અમલોમાં માણસ પાકો ન હશે તો તે હિદાયતપર છુટકારો મેળવનાર થઇ શકશે નહિં. અહીં મ્હારે એ ત્રણ વાતોમાંથી ઝકાત વિશે બયાન કરવું છે. સમજી લેવું જોઇએ કે, ઝકાત પણ ઇસ્લામનો ઝબરદસ્ત સ્થંભ છે. જો માણસ એના અદા કરવામાં કસુર અને આળસ કરશે તો તે પાકો મુસલમાન રેહશે નહીં. હદીસ શરીફમાં આવ્યું છે કે, ફરમાવ્યું રસુલુલ્લાહ (સલ૦) એ કે, ખરેખર અલ્લાહ તઆલાએ ઝકાત એટલા માટેજ ફર્ઝ ફરમાવી છે કે ઝકાત આપ્યા પછી જે માલ બાકી રેહશે તે પાક અને સાફ થઇ જાય. મતલબ એ છે કે, ઝકાત એ ગરીબોનો હક છે તો જયારે ગરીબોનો હક એ માલથી જુદો થઇ જશે ત્યારે બચેલા ખાલેસ (ચોકખા) માલ ઉપર તે માલવાળાની માલેકી રેહશે, પછી તેના માટે તે વાપરવો ઠીક થઇ જશે અને બરકતનું કારણ થશે. અને જો ઝકાત ન આપશે તો તે માલમાં ગરીબોનો હક રેહશે તેથી તે તમામ માલની બરબાદીનું કારણ થશે.

બીજી હદીસમાં છે કે, રસુલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું:—

ما خالطت الزكوة مالا قط الا اهلكته—

એટલે ઝકાત જયારે કોઇ માલમાં મળે છે તો જરૂર તે માલને હલાક

અને બરબાદ કરીનેજ છોડે છે. હવે જો તોબાહ કરે, માલનો હક અદા કરે અને પોતાના ગુનાહ બદલ પસ્તાવો કરે તો દિલ ધોવાઇ સાફ થઇ જશે. અને જો હંમેશ એવીજ રીતે બેપરવાઇ કરતા રેહશે તો દિલની સખ્તી અને કાલક વધતીજ રેહશે. જેવી રીતે કોઈ કપડું મેલું થઇ ગયું હોય તો સાબુ વીગેરેથી ધોવાઇ સાફ થઇ જશે અને એમનું એમ મેલુંજ રેહવા દેવામાં આવે તો હમેશા તેપર મેલ ચઢી ચઢી તે સડી જઇ, તેના ટુકડા થઇ જશે; એવીજ રીતે દિલ પણ કાળુ થતાં થતાં એટલી કાલક વધી જશે કે તમામ દિલમાં ફેલાઇ જશે અને ઇમાનનું નુર દિલથી નીકળી જશે વળી માલની મોહબ્બતના કારણે ખુદાના દરબારથી પણ રાન્ધો જશે. હવે વિચારો કે, આ શું થોડી ખરાબી છે? શું અકલમંદ માણસનું કામ છે કે, આટલા સખત વબાલ અને ખરાબીયો પર રાઝી રહી માલનો ચાલીસમો ભાગ કાઢવા પર રાઝી ન થાય? અને ખાસ કરી જ્યારે તેમાં કુફ્ર સુધીનો ભય હોય છતાં?

હઝરત રસુલુલ્લાહ (સલ૦) ની વફાત થવા પછી કેટલાક કબીલાવાળાઓ-એ ઝકાત અદા કરવાથી ઇન્કાર કર્યો એટલે હઝરત અબુબકર સીદીક (રદી૦) એ ફરમાવ્યું કે, ખુદાની કસમ કે, જેઓ રસુલુલ્લાહ (સલ૦) ની ઝીંદગીમાં એક બકરીનું બચ્ચું પણ ઝકાતનું અદા કરતા અને હવે તે આપવા ના પાડશે તો તેના સાથે લડીશ. રિવાયત કરી એને બુખારી અને મુસ્લીમે એ સીવાય બીજા હઝારો વબાલ અને ખરાબીયો છે. કારૂન કેટલો મોટો માલદાર હતો પણ ખુદાની નાશુક્રી અને માલ તથા દોલતની તકબ્બુરીમાં આવી માલનો હક અદા કરવાની ના પાડી તો તેનો અંજામ શું થયો? તે માલ સાથેજ ઝમીનમાં ધસી ગયો.

ભાઇઓ ખુદાથી ડરવું જોઇએ. એવો ખયાલ ન કરવો જોઇએ કે, આજ કાલ ઘણાખરા ઝકાત નથી આપતા તો તેઓ કેમ ધસી જતા નથી! યાદ રાખો ખુદા તઆલાને હમણા પણ તાકત છે પણ તે પોતાની રહમતથી ઢીલ આપે છે કે, કોઇ પણ પ્રકારે સારા રસ્તાપર આવી જાય, અને અઝાબથી બચી જાય. જો આવી ઢીલથી પણ ઉંઘ ન ઉડશે તો ફરી જરૂર પકડ થશે. આજકાલ માલમાંથી બરકત ઉઠી ગઇ છે, જાનવરોમાં મરકી અને દુકાળ પડે છે તે સર્વેનું કારણ પણ એજ છે. જો દુન્યામાં ઢીલ આપવામાં આવી અને આરામથી ગુઝરી તો આખેરતમાં સઘળી કસર નીકળી જશે જેમ કે; અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે:—

ولا يحسبن الذين يبخلون بما آتا هم الله من فضله هو خيرالهم- بل هو شرلهم- سيطوقون ما بخلوا به يوم القيمة- ولله ميراث السموات والارض- والله بما تعملون خبير—

એટલે જે લોકોને અલ્લાહ તઆલાએ પોતાના ફઝલથી માલ અને દોલત આપી છે અને તેઓ કંજુસી કરી તેનો ઝકાત વીગેરે હક અદા નથી કરતા, તો તેઓને જોઇએ કે, એ કંજુસીને સારી ચીજ સમજે નહીં. એ કંજુસી સારી નથી પણ તેમના માટે ઘણી ખરાબ છે. જે માલમાં તેઓ કંજુસી કરે છે તેજ માલથી ટુંકમાં—કીયામતના દિવસે તેઓને તોક નાંખવામાં આવશે; મતલબ એ છે કે, એ માલ તો ખુદાએ પોતાની મહેરબાનીથી આપ્યો હતો તો, તેપર કંજુસી કરવાનો તેમને શું હક હતો? અને તેઓ કંજુસી કરીને પણ શો લાભ ઉઠાવશે? કયાં સુધી તે જમા કરી રાખશે? છેવટે મરીને ખુદાના સામે જવાનું છે અને આ તમામ ઝમીન તથા આસમાનની મીરાસ ખુદાના માટેજ છે. દરેક ચીઝનો માલીક છેવટે ખુદાજ છે બીજા કોઇના કબઝામાં કાંઇ રેહશે નહીં. તે કંજુસો પોતે પણ તથા તે માલ પણ સર્વે ખુદા તઆલાના રૂબરૂ અને તેના કબઝામાં રેહશે. ખુદા તઆલાને તમારા અમલોની પણ ખબર છે, જેવા તમો ખુદાના રૂબરૂ જશો કે તુરત તમારી પકડ થશે. હદીસ શરીફમાં મઝકુર આયતની તફસીરમાં આવ્યું છે કે, રસુલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું છે કે જે માણસને ખુદાએ માલ આપ્યો અને તેણે તેની ઝકાત ન કાઢી તો કિયામતના દીવસે તે માલ એક નર ગંજા સાંપની શીકલપર બનાવવામાં આવશે. તે સાંપના માથાના વાળ ઘણા ઝેરીલા તથા વધારે ઉમરવાળો હોવાના સબબે પડી ગયલા હશે અને તેની આંખોપર બે કાળાં ટીપકાં હશે. કિયામતના દિવસે તે સાંપ તે માલવાળાની ગરદનમાં હાર બની પડશે અને તે માલવાળાના બન્ને જડબાં પકડી લેશે અને કેહશે કે, હું તારો માલ છું, હું તારો ખઝાનો છું: એટલે દુન્યામાં તુ મને સાચવી રાખતો હતો અને પસંદ કરતો હતો માટે આજે તેની મઝા ચાખ. આજે શા માટે નાસે છે! આજે પણ હું ત્હારા ગળાનોજ હાર છું. ફરી આપ (સલ૦) એ આ આયત છેવટ સુધી પઢી:—

ولا يحسبن الذين الخ

રીવાયત કરી એને બુખારીએ. આથી ઝકાત ન દેનારાઓ માટે સખ્ત વબાલ છે તે ઝાહેર થઇ ગયું. બીજી જગ્યાએ અલ્લાહ તઆલા ફરમાવે છે:—

والذين يكنزون الذهب والفضة ولا ينفقونها فى سبيل الله فبشرهم
بعذاب اليم يوم يحمى عليها فى نار جهنم فتكوى بها جباههم و جنوبهم
و ظهورهم- هذا ما كنزتم لانفسكم فذوقوا ما كنتم تكنزون—

એટલે જે લોકો સોના અને ચાંદીના ખઝાના બનાવી રાખે છે અને ખુદાના રસ્તાપર તેને ખરચ નથી કરતા તો તેઓને દર્દનાક અઝાબની ખુશ-

ખબરી આપો. એ અઝાબ તે દિવસે થશે કે જે દિવસે માલ જહન્નમી આગમાં તપાવવામાં આવશે પછી તે જમા કરનારાઓની પેશાની (કપાળ) પર, પાંસળીઓ પર તથા કમરોપર ડામ દેવામાં આવશે અને તેઓને કેહવામાં આવશે કે, આ તેજ ચીજ છે જેને તમે દુન્યામાં પોતાના માટે એકઠી કરી હતી, આજે તે તમારા કામમાં આવી રહી છે. હવે જે જમા કરતા હતા તેની મઝા ચાખો. હદીસ શરીફમાં તે આયતની તફસીરમાં આવ્યું છે કે, રસુલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું કે, જે માણુસ સોના ચાંદીનો માલીક હોય અને તેમાંથી તેનો હક અદા ન કરે તો કિયામતના દિવસે તેના માટે તે સોના ચાંદીની તકતીયો બનાવી જહન્નમની આગમાં ખુબ તપાવી તે માલવાળાની પાંસળીઓ, કપાળ તથા પીઠ-પર તે ગરમ તકતીઓથી ડામ દેવામાં આવશે. એવીજ રીતે વારંવાર તે તકતીઓ ગરમ કરતા રેહશે અને ડામ દેતા રેહશે. તે દિવસ—કે જે પચાસ હઝાર વરસ જેટલો લાંબો હશે ત્યાં સુધી કે સર્વે લોક હિસાબ કિતાબથી પરવારી જશે અને તેઓને માટે અલ્લાહ તઆલા ફેંસલો સંભળાવી દેશે—એટલે આ અઝાબ જે થશે તે જહન્નમમાં ગયા પછીનો નથી પણ એ તો જયારે લોક પોતાના હિસાબ કિતાબમાં રોકાએલા હશે તે વખતે તેઓને આ અઝાબ થશે. હિસાબ કિતાબથી ફુરસદ થવાના બાદ જન્નતીઓને જન્નત માટે અને જહન્નમીઓને જહન્નમ માટે હુકમ થઇ જશે ત્યારે આ કંજુસ માણુસના માટે પણુ હુકમ થશે. આટલો અઝાબ થયા બાદ ફરી યા તો જન્નતમાં જશે અથવા જહન્નમમાં અઝાબ થાશે. રિવાયત કરી એને મુસ્લીમે. એવીજ રીતે જે લોકો પાસે ઉંટ, ગાય, બકરી વીગેરે હોય અને તેનો હક અદા ન કર્યો તો તેના વીષે એજ હદીસમાં આગળ સખત અઝાબનો ઝીકર આવ્યો છે.

ભાઇઓ, હવે તો સોચો! અને ફીકર કરો કે, આપણે મરવાનું છે, ખુદાના સામે જઇ ઉભુ રહેવાનું છે અને રત્તી રત્તીનો હિસાબ દેવાનો છે. જો ત્યાં પકડાયા તો આ દુન્યાની મૌજ મજાહ મારેલી કશા કામ આવવાની નથી. અને જો દુન્યામાં તેની પકડ ન પણ થઇ તો ત્યાં તેની સઘળી કસર નીકળી જશે. અફસોસ! આજે અમારી શું હાલત થઇ રહી છે કે, શરીઅતના વિરૂધ કામોમાં હઝારો રૂપીઆ બરબાદ કરીએ છીએ પણ અલ્લાહના માટે ખરચ કરવાની હીમ્મત થતી નથી. કોઇ જગ્યા મુકદમો (કેસ) લડવો હોય તો રૂપીયાને કાંકરાની માફક ઉડાવી દઇશું અને તેનો મન ઉપર જરાપણુ ગમ થશે નહી બલ્કે ઐાર પણુ ખુશી થશે—અને મુકદમો પણુ હશે તો શાનો? યાતો કોઇની બ્હેન દીકરીને ઝબરદસ્તી પોતાના નિકાહમાં લાવવાનો, યા પોતાની આબરૂની હલકાઇનો, યા કોઇનો માલ નાહક લઇ લેવાનો; અને તે મોટામાં મોટી ખરાબી છે. મતલબ કે આવા

નકામા કામોમાં માલને બરબાદ કરે છે પણ અલ્લાહ તઆલાના માટે ખરચ કરવાને દંડ સમજવામાં આવે છે. આ કિયામતની નીશાની છે.

ઓ ભાઇઓ! ખુદાથી ડરવું જોઇએ, અલ્લાહ તઆલાએ માલ અને દૌલત આપી હોય તો તેનો હક અદા કરવો જોઇએ અને પોતાના ગરીબ ભાઇઓની ખબર લેવી જોઇએ. હદીસ શરીફમાં રસુલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું કે:—

هل تنصرون و ترزقون الا بضعفائكم رواه البخاری *

શું તમે એમ સમજો છો કે, તમને દુશમનોપર જે ફતેહ મળે છે, અને તમને રીઝક આપવામાં આવે છે તે તમારી બુઝુર્ગીના કારણે આપવામાં આવે છે? નહિં. એ તમારૂ એમ સમજવું ખોટું છે; બલ્કે જે તમારા ગરીબ અને અશકત ભાઇઓ છે તેઓની બરકતથી તમને ફતેહમંદી તથા રીઝક મળે છે. માટે પોતાને તેઓથી મોટા ન સમજો, અને બીજી હદીસમાં છે કે:—

وما منع قوم ن الزكوة الا منعوا القطر ولولا البهائم لم يمطروا—

કિતાબ તરગીબો તરહીબમાં ઇબ્ને ઉમર (રદી૦) થી રીવાયત છે કે, રસુલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું કે, જ્યારે કોઇ કોમ ઝકાત દેવાનું બંદ કરે છે તો તેઓના માટે વરસાદ રોકી દેવામાં આવે છે એટલે ઝકાત ન દેવાના સબબે આસમાનથી વરસાદ વરસતો નથી અને દુકાળ પડે છે; અને જો દુન્યામાં જાનવરો નહોત તો દુન્યામાં વરસાદ ન વરસતો. જાનવરોના સબબે માણસોને પણ ખાવા મળે છે. અને બીજી રિવાયતમાં છે કે:—

اذا منعت الزكوة هلكت المواشى—

જ્યારે ઝકાત આપવી બંદ કરવામાં આવે છે ત્યારે જાનવરો હલાક થઇ જાય છે. અને તેનું કારણ ઉપરની રિવાયતથી જણાયું કે, વરસાદ નથી વરસતો અને તેથી ઘાસચારો નથી ઉગતો ત્યારે જાનવરો ભુખે મરી જશે. અથવા તો એ મતલબ છે કે, ઝકાત ન દેવાના વબાલથી જાનવરો મરવા લાગે છે. બીમારીથી અથવા તો ભુખથી જ્યારે જાનવરો મરી જશે તો માણસો શું ધુળ ખાશે?

ભાઇઓ, કેટલી શરમની વાત છે! કે અમો જાનવરથી પણ નકામા રહયા! અને જાનવરોના કારણે અમને પણ ખાવા મળે છે! મતલબ કે, હમને હમારા ગરીબ ભાઇઓથી ગફલત ન રાખવી જોઇએ, તેમની ખબર લેતા રેહવું જોઇએ, તેમનો એહસાન માનવો જોઇએ કે તેઓના લીધે હમને ખાવા મળે છે, અને ખુદાની નેઅમતોનો શુક્ર કરવો જોઇએ. માલના જે જે હક છે તે

બરાબર અદા કરતાં રેહવું જોઇએ કે જેથી દુન્યા અને આખેરતની ખુશી અને બરકત હાસીલ થાય.

હવે હું આ મઝમુનને ખત્મ કરૂં છું. અલ્લાહ તઆલા હમો સર્વેને હમારા ભાઇઓની હમદર્દીની તૌફીક આપે અને શરીઅતપર કાયમ રાખે. આમીન.

وصلی الله تعالیٰ علیٰ خیر خلقه سیدنا محمد
وعلیٰ اله واصحابه اجمعین—

મુમન દાઉદ નુરમહંમદ ચોધરી–ગામ કાલેડાવાળા.
તાલેબુલ ઇલ્મે–મદરસા શેહર પાલનપુર

---

અરે સુનરે ઇમાની કર નેહસુ સલાતા,
અરે સુનરે ઇમાની ભી દેની રે ઝકાતા.

મન ઝકાત દેનેકી સહી કરે રે બાતા,
હે ઝકાત કેરા જું હુકમ લખાતા.

સુન ઝકાત દેની જયું રે કહી,
એભી ઇમાનકે પાઇયોંથી બુઝરે સહી.

સુનો પેહલી બુઝની સહી કરની નમાઝા,
ભી ઝકાત રે દેની એભી સુણીયા અવાઝા.

અને કલમા કેહના ઘોરથી રે પેહલા,
એ હુકમસુ ચલના પંથ હોવે રે સેહલા.

અને રોઝે ધરને ફરઝ રે કેરે,
અને હજ્જભી કરની એ બુઝીઓ સવેરે.

*　　*　　*　　*

ઝકાત દેની માલ કેરી પાક કરના માલરે,
મેલ નિકાલો માલકા મુમનકા એ ચાલરે.

માલ ઝકાત કાઢે મુમન પાક કરને રાખીએ,
કપડે જું ધોતે સહી ના મેલ મેલા ચાખીએ.

( પીર મશાયખ. )

---

# રોઝાનું બયાન.

الحمدلله رب العلمين والصلوة والسلام على سيدالمرسلين وعلى اله و اصحابه واتباعه اجمعين- اعوذبالله من الشيطن الرجيم- بسم الله الرحمن الرحيم- يا يها الذين امنوا كتب عليكم الصيام كما كتب على الذين من قبلكم لعلكم تتقون—

હે ઇમાનવાળાઓ! તમારા ઉપર રોઝા રાખવું ફર્ઝ કરવામાં આવ્યું છે, જેવી રીતે કે તમારાથી આગલી ઉમ્મતો ઉપર ફર્ઝ કરવામાં આવ્યું હતું, એ માટે કે તમો ખુદાથી ડરો, ગુનાહોથી બચો અને અઝાબથી છુટકારો મેળવો.

મઝકુર આયત રમઝાન શરીફના રોઝાના સંબંધમાં છે. એના પરથી રમઝાન શરીફના રોઝાની ફર્ઝીયાત સાફ રીતે જણાઇ ગઇ; તેમજ એ પણ જણાઇ ગયું કે રોઝા આગલી ઉમ્મતોપર પણ ફર્ઝ હતા. તફસીરની કીતાબોમાં લખેલું છે કે, હઝરત આદમ (અલે૦)થી લઇ આ ઉમ્મત સુધી રોઝાનો હુકમ જારી છે. સુબ્હાનલ્લાહ! આ અમલ (રોઝા) પણ ખુદાવંદે આલમને કેટલો પ્યારો અને પસંદ છે? ભાઇઓ આપણને અલ્લાહ તઆલાએ પોતાની મહેરબાની અને કૃપાથી હઝરત ખાતેમુલ મુરસલીન, રહમતુલલિલ આલમીન સૈદુલ અંબીયા મોહંમદ મુસ્તફા (સલ૦)ની ઉમ્મત બનાવ્યા અને આગલા તમામ નબીયોની ઉમ્મતોથી આપણો દરજ્જો મોટો રાખ્યો ત્યારે જો આપણે મઝકુર અમલ (રોઝા) માં ગફલતી કરી આગલી ઉમ્મતોથી પાછા પડીએ તો તે કેટલી બધી શર્મ અને બેઆબરૂની વાત છે? ખુદા તઆલાએ તો આપણને મોટો દરજ્જો આપ્યો ત્યારે આપણે આપણા હાથે નામોશી અને ખરાબી માથે લઇએ તે કેટલી બધી ભુલ ગણાય? હમારા માટે દીનમાં ઘણીજ સહેલાઇ રાખવામાં આવી છે. આગલી ઉમ્મતો પર સુર્ય આથમ્યા પછીથી જ્યાં સુધી સુતા ન હોય ત્યાં સુધી ખાવા પીવા વીગેરેની રઝા હતી; અને જ્યારે સુઇ જાય તે પછી ખાવું પીવું વીગેરે મના હતું, ત્યારે હમારા માટે તો સુર્ય આથમ્યા પછીથી સુબ્હે સાદેક સુધી તમામ રાત ખાવા પીવા વીગેરેની રઝા છે.

ભાઇઓ વિચારો કે આટલો આસાન અને સરળ હુકમ હોવા છતાં આપણે એમાં કોતાહી કરીએ અને આગલી ઉમ્મતોથી પાછળ રહીએ તો કિયામતના દિવસે શું થોડી રૂસ્વાઇ અને શરમીંદગી થશે? આટલી સેહલાઇ અને તાકીદ હોવા છતાં

અમારા ભાઇઓની હાલતપર ઘણો અફસોસ થાય છે કે, માહે રમઝાનની કાંઇ પણ અદબ કરતા નથી. જુઓ ! શરીઅતે ઉઝરવાળાઓ માટે પણ એકાંતમાં ખાવા પીવાનો હુકમ કર્યો છે. બીમારના માટે હુકમ છે કે, જો તેની માંદગીમાં રોઝું રાખવાથી નુકસાન થતું હોય તો તે હાલતમાં રોઝું ન રાખે અને તંદરૂસ્ત થયા પછી તેની કઝા કરી લે. તેમજ હૈઝ આવેલું હોય એવી ઔરતો માટે રોઝુ રાખવું હરામ ફરમાવ્યું હૈઝથી પાક થયા બાદ તેની કઝા કરવાનો હુકમ ફરમાવ્યો. જોકે, શરીઅતે તેઓને માટે રોઝુ છોડવા માટે હુકમ ફરમાવ્યો પરંતુ એમના માટે પણ કિતાબ મરાકેયુલ ફલાહના હાશીયામાં તહતાવીએ નકલ કર્યું છે કે, એ લોક પણ ખુલ્લી રીતે કોઇના સામે ન ખાય, રમઝાન શરીફના માન અર્થે એકાંતમાં અલગ કોટડી વીગેરેમાં ખાય. અને કિતાબ મરાકીયુલ ફલાહમાં લખ્યું છે કે અગર કોઇ કાફીર રમઝાન માસમાં દિવસમાં મુસલમાન થાય અથવા કોઇ નાબાલીગ બચ્ચું બાલીગ થાય તો તે દિવસનુ રોઝું બન્ને પર ફર્ઝ નથી. પણ રમઝાન શરીફના માન અર્થે તેમણે સાંજ સુધી ખાધા પીધા વગર રહેવું જોઇએ.

મઝકુર રિવાયતોથી રમઝાન શરીફની તાઝીમ તથા માન સાચવવાની કેટલી સખ્ત તાકીદ જણાઇ ? હવે આપની સમજમાં આવી ગયું હશે કે આવી બેપરવાઇથી કે, બઝારો અને હોટલોમાં ખુલ્લે ચોક ખાતા પીતા રેહવું એ રમઝાન શરીફની તાઝીમના બિલકુલ વિરૂધ્ધ છે અને મઝકુર માસની બુઝુર્ગીનો ઇન્કાર બલકે એનું અપમાન કર્યા બરાબર છે અને એવી સ્થિતિમાં ઇમાનનું બાકી રેહવું પણ મુશ્કેલ છે. મરાકીયુલ ફલાહમાં લખ્યું છે કે, સુસ્તીથી રોઝાં છોડનારને તે બરાબર રોઝાં રાખતો થાય ત્યાં સુધી કેદમાં રાખવો જોઇએ. જો તે રોઝાના ફર્ઝ હોવાનો ઇન્કાર કરે અથવા રોઝાને હલકી નઝરથી જુએ તો તેના સાથે બેઇઝઝતી અને હલકાઇનો વરતાવ કરે. મઝકુર કિતાબના હુકમથી જણાયું કે, આગેવાનને અને ખાસ કરી પીર મુરશીદને કે જેને પોતાના માનનારાઓને સુધારવાની સત્તા હોય તેઓએ બેરોઝદારો સાથે એવીજ વર્તણુક રાખવી જોઇએ. પરંતુ આજકાલના પીરો મુરશીદ પોતેજ જો રોઝા રાખવાથી ન્હાસતા હોય તો બીજાઓને રોઝાં રાખવાની શું તાકીદ કરે ? અફસોસ ! આજકાલ તો તેથી ઉલટુ રોઝાં રાખનારાઓને અને પાંચ વખતની નમાઝ જમાઅત સાથે અદા કરનારાઓને તેમજ માહે રમઝાનમાં તરાવીહ પઢનારાઓને ન્યાત-જમાતથી બહાર કરવામાં આવે, તેને દંડ કરવામાં આવે, મસ્જીદમાં જતાં અટકાવે, તેના સાથે હલકટ વર્તણુક ચલાવે એવા કામો આજકાલના આગેવાનો અને પીરોના છે.

આંખો ખોલો અને હોશીયાર થઇ જાવ કે, જ્યારે આગેવાન અને પીર સાહેબ ઇસ્લામના આવા જરૂરી ફર્ઝ અદા કરવાની વ્યવસ્થા ન કરશે તો કાલે કિયામતના દિવસે ખુદાના સામે જવાબ આપવો કઠણ થઇ પડશે. રસુલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું છે કે:—

كلكم راع و كلكم مسؤل عن رعيته—

એટલે કયામતના દિવસે દરેક આગેવાનોને તેમના તાબેદારોના હાલથી પુછવામાં આવશે કે, તેઓએ કેવા અમલ કર્યા? તો તે વખતે તેવા આગેવાનો શું જવાબ આપશે? માટે રોઝાની તાકીદને સમજી જયારે રમઝાન શરીફનો મુબારક મહીનો શરૂ થાય કે, દરેકે રોઝાં રાખયાં. એ માસની કદર કરવી. એ ઘણોજ બરકતવાળો મહીનો છે. જો એ માસ ગફલતથી નીકળી ગયો તો એની બરકતો મળી શકવાની નથી. હદીસોમાં મજકુર માસની ઘણી બરકતો તથા ફઝીલતો આવી છે. મીશકાત શરીફમાં અબુ હુરૈરા (રદી૦)થી રિવાયત કરવામાં આવી છે કે, ફરમાવ્યું રસુલુલ્લાહ (સલ૦)એ કે, ઇન્સાનને દરેક અમલનો સવાબ કઇ ઘણો—એકનો સાતસોથી પણ વધુ આપવામાં આવે છે; પણ રોઝાં તો ખાસ ખુદાના માટે છે. તેનો બદલો તે પોતે જાતે આપશે, અને રોઝદાર માટે બે ઘણી મોટી ખુશીઓ છે—એકતો રોઝું ખોલતીવેળા અને અને બીજી પરવર દિગારની મુલાકાત વેળા. રોઝદારના મ્હોંની વાસ ખુદા તઆલાના નજદીક કસ્તુરીની સુગંધથી પણ વધારે સારી છે. રોઝું માણુસના માટે દુન્યામાં ખરાબ કામોથી અને આખેરતમાં અઝાબથી બચવા માટે ઢાલ છે. અને જયારે તમારામાંથી કોઇ રોઝદાર હોય તો જોઇએ કે તે ખરાબ અને નકામી વાતો ન કરે, અને જો કોઇ તેની સાથે કાંઇ બુરા શબ્દો વાપરે તો તેણે પેલા માણુસને કહી દેવું જોઇએ કે હું રોઝદાર છું, મારા સાથે ખરાબ વાતો કરીશ નહી. મઝકુર હદીસને રિવાયત કરી બુખારી અને મુસ્લીમે.

હ૦ રસુલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું કે, જન્નતમાં એક દરવાજો છે જેનુ નામ રૈયાન છે. એ દરવાજામાંથી રોઝદારોજ જન્નતમાં જશે, તે શિવાય બીજો કોઈપણ એ દરવાજામાંથી જઇ શકશે નહી. જ્યારે સર્વે રોઝદાર જન્નતમાં જઇ ચુકશે ત્યારે એ જન્નતનો દરવાજો બંધ કરી દેવામાં આવશે. માટે દરેક ઇમાનદારને જોઇએ કે, એ રોઝાં જે ઇસ્લામે ફર્ઝ કર્યા છે એને અદા કરે અને આવી ફઝીલતો અને બક્ષીસોથી અભાગ્યો ન રહે. જો કોઇ રોઝું બાકી રહી ગયું હોય તો તેની કઝા કરી આખેરતના વબાલથી છુટી પોતાના માથેથી બોજો હલકો કરે, નહિંતો જયારે રોઝદાર લોકો જન્નતમાં જશે ત્યારે બેરોઝદારો જહન્નમમાં તરફડશે.

ખુદાવંદ તઆલા હમોને અઝાબથી બચાવે અને સારા કામો કરવાની તવફીક અતા કરે. આમીન.

وصلی الله تعالی علی خیر خلقه سیدنا محمد
وعلی اله واصحابه اجمعین—

મુમન દાઉદ અલીજી દોસન હુકા—ગામ કાલેડાવાળા.
તાલેબુલ ઇલ્મે—મદરસએ ગામ કાલેડા.

---

હય રોઝે ધરને સુન રે ઇમાની,
એહી ઇમાન કેરી બુઝોરે નિશાની.
સુન ઇમાની જે ઇમાનકે પાયેરે આખે,
સહી રોઝેહી ઓસમાં હે રે દાખે.

*　　*　　*　　*

હુકમ માનો ને કરો સલાતા રે,
હુકમ સુન સુન દેની ઝકાતા રે.
હુકમ સેતી હે રોઝે ધરના રે,
નેહ સેતી સુન ઍન વૅસા કરના રે,
રોઝા વસીલા હોવે તેરા રે,
હિસાબ જિસ દિન દેના સવેરા રે.

*　　*　　*　　*

એસી દીન કેરી હે બાતી રે તમે સુનો રે,
સુન પાક કરો આપ ઝાતી રે તમે સુનો રે.
ફરઝ હે જીતને કેહલાએ રે તમે સુનો રે,
ઇબાદત માંહે ગિનાએ રે તમે સુનો રે.
ઇબાદત ઉસકા હે નામા રે તમે સુનો રે,
કરો કરો ચાવસુ એ કામા રે તમે સુનો રે.

(પીર મશાયખ.)

---

# હજનું બયાન.

الحمدلله رب العلمين والصلوة والسلام على سيدالمرسلين وعلى اله و اصحابه واتباعه اجمعين- اعوذبالله من الشيطن الرجيم- بسم الله الرحمن الرحيم- ولله على الناس حج البيت من استطاع اليه سبيلا- ومن كفر فان الله غنى عن العلمين—

ખુદા તઆલાએ અહીં ઉપર કાબા શરીફની ફઝીલત અને થોડાક એહકામ બતાવ્યા છે. એના પછી હજના બારામાં ફરમાવે છે કે, અલ્લાહ તઆલાનાજ વાસ્તે લોકોના ઉપર બૈતુલ્લાહ શરીફનું હજ ફર્ઝ છે, અને તે એવા લોકો માટે કે જેમને બૈતુલ્લાહ શરીફ પહોંચવાની તાકત છે. આથી જણાયું કે, આ હજ ખાસ અલ્લાહ તઆલાનાજ વાસ્તે અને એનોજ ફર્ઝ કરેલો હુકમ છે કોઇ બીજાના માટે નથી. અરબસ્તાનના કાફીર લોકો જાહેલીયતના ઝમાનામાં પણ હજ કરતા હતા અને એહરામ બાંધીને તલબીયો કેહતા હતા તો તે વખત ખુદાના સાથે બીજાઓને પણ શરીક કેહતા હતા તો તેના રદના તરફ ઇશારો કરી દીધો અને ફરમાવ્યું કે, આ ખાસ ખુદાના માટેજ છે એ માટે ખુદાને એક સમજીને અને એનું ફર્ઝ સમજીને હજ અદા કરવું જોઇએ. આ હુકમ ખુદાના તરફથી લોકોને રસુલ (સલ૦)એજ પહોંચાવ્યો છે એ વાસ્તે જ્યારે આપના રસુલ થવાનો ઇકરાર કરશે અને સાચા સમજશે ત્યારેજ આ હુકમને પણ સાચો સમજશે. ત્યારે જણાયું કે, પેહલું ઇમાન શરત છે. અલ્લાહને એક જાણે અને હ૦ મોહંમદ (સલ૦) ને સાચા રસુલ જાણે અને ઇકરાર કરે અને હજ કરે ત્યારેજ કબુલ થશે, વગર ઇમાને કબુલ થશે નહીં; કેમકે આ આયતમાં તૌહીદની તરફ ઇશારો છે, એ વાસ્તે કાફીરોને પણ હજનો હુકમ સંભળાવ્યો અને એ લોકોએ ઇન્કાર કર્યો જેવું કે, તફસીર મદારીક વીગેરેમાં લખેલું છે.

જ્યારે આ આયત નાઝીલ થઇ ત્યારે હઝરત રસુલે ખુદા (સલ૦) એ તમામ મઝહબવાળાઓને જમે કીધા, યાને મુસલમાનો, યહુદીયો, નસારાઓ, સાબીઓ, મજુસીઓ, મુશરેકીન વીગેરેઓને અને ફરમાવ્યું:—

ان الله قد كتب عليكم الحج فحجوا

એટલે બેશક અલ્લાહ તઆલાએ તમારા ઉપર હજ ફર્ઝ કર્યું છે તો તમે હજ કરો. આપના આ ફરમાનપર ફકત મુસલમાન લોકો ઇમાન લાવ્યા

અને બાકીના પાંચે ટોળાઓએ ઇન્કાર અને કુફ્ર કર્યો કે, અમે આ વાત ઉપર ઇમાન નથી લાવતા. કાબા તરફ નમાઝ પણ નહીં પઢીશું અને હજ પણ નહીં કરીશું. એમના કેહવા ઉપર આ આયતનો ટુકડો નાઝીલ થયો:—

ومن كفر فان الله غني عن العلمين—

યાને જે માણુસ કુફ્ર કર્યો અને હજની ફર્ઝીયતને ન માની તો અલ્લાહ તઆલાનું શું બગાડયું ? આ પાંચ ટોળાં તો શું છે અલ્લાહ તઆલા તો તમામ જહાનથી બેપરવાહ છે. અગર કોઇ હજ નહીં કરે યા એની ફર્ઝીઅતથી ઇન્કાર કરશે તો અલ્લાહ તઆલાની હુકુમતમાં કાંઇ ફરક આવવાનો નથી.

અય ભાઇઓ ! હવે સોચ વિચાર કરવો જોઇએ કે, અહીં કેટલી બધી હજની તાકીદ બયાન ફરમાવી છે અને હજના ન કરવામાં કુફ્ર સુધી પહોંચવાનો અંદેશો છે તો તે માટે જે લોકોના ઉપર ફર્ઝ છે એમને જોઇએ કે, ઘણી જલદી હજના વાસ્તે હિંમતની કમર બાંધી રવાના થાય. હજુ પણ જવાનો વખત બાકી છે. આ માલ દોલતનો કાંઇ ભરોંસો નથી. એમાં આજકાલ આજકાલ કરવું સારૂં નથી. ફિકાહની કિતાબોમાં લખ્યું છે કે, અગર માણુસના પાસે હજ કરે એટલો માલ આવી જાય અને એણે હજ ન કરી અને પછી તે મોહતાજ થઇ ગયો તો એ હજ એના ઉપર કર્ઝ થઇ ગઇ. ઘણા ખરા લોક માલ ઉપર ભરોંસો કરી બેઠા છે અને નથી સમજતા કે, આ માલ સવારે આવે છે તો સાંજરે ચાલ્યો જાય છે અને સાંજરે આવે છે તો સવારે ચાલ્યો જાય છે. માલ તો જેટલો ખુદાના રસ્તામાં ખર્ચ થઇ જાય તેજ બહેતર છે કેમકે; એ તો માલવાળાના વાસ્તે અલ્લાહ તઆલાના ત્યાં જમા રેહશે અને દુન્યામાં પણ એનો બદલો ઇન્શાઅલ્લાહ મળી જશે. તમારી પાસેનો માલ તો ચોર લઇ જાય, આગથી બળી જાય, ઝાલીમ ઝબરાઇથી વસુલ કરીલે અથવા તમારા ઉપર કોઇ તોહમત આવે તેમાં ખરચ થઇ જાય તો પછી શું કરી શકશો ?

હ૦ રસુલ (સલ૦) એ ફરમાવ્યું છે કે, દરરોઝ બે ફરિશ્તા ઉતરે છે. પછી એક દુઆ કરે છે કે હે અલ્લાહ નેક કામમાં ખરચ કરનારને તેના માલનો બદલો આપ. બીજો કહે છે કે, હે અલ્લાહ માલને રોકી રાખનારનો માલ બરબાદ કર. જો કદાપી માલ બરબાદ થઇ જાય તો પછી શું કરી શકો ? હજ ફરઝ તો તમારા માથે કરઝ થઇ ચુકી. વળી જો કદાચ માલ બાકી પણ રહે તોપણુ મોતનો શો ભરોંસો છે ? એવાજ વિચારોમાં મોત આવી ગઇ પછી આ માલ શું કામ આવશે ? એ વખત પછતાવો અને અફસોસ કરવો પડશે જેવું કે; અલ્લાહ તઆલા ફરમાવે છે:—

وانفقوا مما رزقناكم من قبل ان يأتى احدكم الموت فيقول رب لولا اخرتنى الى اجل قريب فاصدق واكن من الصلحين—

યાને હે ઇમાનવાળાઓ અમે જે માલ તમોને આપ્યો છે તેમાંથી નેક કામો માં ખર્ચ કરો એટલે આ માલ અમોએજ આપેલો છે માટે એના ખર્ચ કરવામાં હા ના તમારે કરવી જોઇએ નહીં, અને માલ ઉપર જે હક છે જેવા કે, ઝકાત, હજ, સદકએ ફિત્ર વીગેરેમાં ખર્ચ કરવું જોઇએ. હાલ ખર્ચ કરીલો; મોત આવવાથી પેહલાં. પછી મોત વખતે એવી દરખાસ્ત કરે કે, હે મારા પરવરદિગાર કદી મને થોડી મુદદતના માટે છોડી મુકે અને ઢીલ આપે તો કેવું સારૂં થાય કે હું ઝકાત, સદકા, ખૈરાત કરી લેતો અને હજ પણ કરીને નેક બંદો બની જતો. આ આયતની તફસીરમાં સાહેબે જલાલૈન લખે છે કે, ઇબ્ને અબ્બાસ (રદી૦) ફરમાવે છે, જે માણસે ઝકાત આપવામાં અને હજ કરવામાં સુસ્તી તથા બેપરવાઇ કરી હશે તો તે મોતના વખત ઝરૂર ફરી દુન્યામાં આવવાની ખાહીશ માટે સવાલ કરશે પરંતુ એ વખતે સવાલ કરવાથી શું વળે? અલ્લાહ તઆલા ફરમાવે છેઃ—

ولن يوخر الله نفسا اذا جاء اجلها والله خبير بما تعملون—

એટલે આ ખાહીશ કરનાર તો શું પણ અલ્લાહ તઆલાનો ચાહનારો હોય, મોટો હોય કે નાનો ભલો અથવા ભુંડો હોય મોત આવી પહોંચવા પછી થોડી પણ રજા મળશે નહીં. અલ્લાહ મીયાં તમારા કરતુતોથી વાકીફ છે. તે મુજબજ હવે બદલો મળશે હવે બીજીવાર દુન્યામાં આવવાની આરઝુ નકામી છે. બીજી જગાપર આવા વિચાર કરનારાઓ માટે ફરમાવે છેઃ—

كلا انها كلمة هو قائلها—

હવે ફરી બીજીવાર દુન્યામાં જવાનું કોઇ કાળે થઇ શકશે નહીં. તહકીક કે આ વાત જે કરો છો તે મોંઢેથી બકવાસ કરો છો. તે વગર પાયાની છે.

ومن ورائهم برزخ الى يوم يبعثون—

અને હવે તો દુન્યાની આરઝુ કરનારા અને દુન્યા વચ્ચે કિયામત સુધીની બહુજ ભારી આડ પડી ગઇ.

ભાઇઓ, વિચારો! આ વિચારવાની જગ્યા છે. તે કાહીર ઝુલ જલાલની ડરણારનો મામલો બીકટ અને નીરાળો છે. આપણા માલ અને ઝીંદગી પર ભરોંસો રાખી બેસી રહેવું ન જોઇએ. કેટલાકોને એવો ખ્યાલ હોય કે, વસીઅત કરી જઇશું કે, અમારી તરફથી હજ કરાવી દેજો. પરંતુ સમજવું જોઇએ

કે, કોણ જાણે મોત વખત બોલવાની પણ હિમ્મત હશે નહી. અને કદાપી હિમ્મત હોય અને કહીને પણ ગયા તો પણ શી ખબર કે, પાછળ આ વસીયત ઉપર અમલ થશે કે કેમ? અને અમલ કર્યું તોપણ આ ખબર નથી કે, તમારા માલમાંથી ત્રીજો ભાગ હજના માટે પુરતો થાય છે કે કેમ? અને કદાચ પુરો પણ થયો અને કોઇને બદલામાં હજ માટે મોકલવામાં આવે તોપણ તેવા સવાબ મળી શકશે નહી કે જેવો તમારી જાતે હજ કરી સવાબ મેળવતે. જેવું કે; હ૦ પયગમ્બર (સલ૦)એ ફરમાવ્યું કે ઇનસાન પોતાની ઝીંદગી અને તંદરૂસ્તીની હાલતમાં એક દીરહમ ખૈરાત કરે તો તે એક દીરહમ તે સો દીરહમોથી વધી જાય કે જે મોત વખત ખૈરાત અને સદકા તરીકે ખરચવામાં આવે. રિવાયત કીધી તેને અબુ દાઉદે. અને ફિકાહની કિતાબોમાં લખ્યું છે કે, મૌતના વખતનો સદકો વસીઅતના હુકમમાં છે. આથી સારી રીતે ઝાહીર થાય છે કે, જ્યાં સુધી આપણો પુરો ઇખ્તેયાર અને કબજો માલ ઉપર હોય અને નેક કામમાં ખર્ચ કરીએ તો તેનો ઘણો વધારે સવાબ છે; અને જ્યારે માલ ઉપરથી આપણો ઇખ્તેયાર કમ થઇ જાય અને ખર્ચ કરીએ તો તે લાચારીથી ખર્ચ કરવા જેવું છે. હદીસ શરીફમાં આવ્યું છે કે રસુલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું જે કોઇ પોતાની મૌત વખતે સદકો કરે છે અથવા મરવાની હાલતમાં કોઇને આપે યા વસીઅત કરી જાય કે, મારી પાછળ ફલાણાને આટલું આપજો. તો તે એવું થયું કે પોતે ધરાઇને પછી બીજાને આપે. રિવાયત કીધી તેને એહમદ, નિસાઇ, તીરમીઝી અને દારમીએ. એનાં સીવાય અકલથી પણ સોચો કે; બદલ તે તો બદલજ છે અસલના બરાબર કયાં થઇ શકે? પરંતું આટલી વાત પણ જરૂર યાદ રાખવી જોઇએ કે, અગર કોઇથી ગફલત થઇ જાય અને ઉમર ભર હજ ન કરી હોય તો અલ્લાહ તઆલાથી પોતાના ગુનાહોની અને સુસ્તીની માફી માંગવી જોઇએ અને હજ બદલના માટે વસીઅત કરી જવું વાજીબ છે. એવીજ રીતે અગર નમાઝ, રોઝાં, ઝકાત માથે બાકી હોય તો તેનો બદલો અને ફીદયો આપવાની વસીઅત કરવી વાજીબ છે. લેકીન વસીઅતનો આ હુકમ યાદ રાખવું જોઇએ કે મૈયતના કફન દફનનું ખર્ચ અથવા કોઇનુ માંગતું કર્ઝ વીગેરે હોય તે બધું મૈયતના માલથી પહેલે આપી દેવું જોઇએ. તેના પછી જે માલ બચે તેના ત્રીજા ભાગમાંથી વસીઅત મુજબ ખર્ચ કરવું જોઇએ. જો આ ત્રીજા ભાગમાંથી પુરૂં થઇ જાય તો ઠીક નહિંતો મૈયતના માથે વબાલ બાકી રહયો. હે ભાઇઓ! અગર તે વબાલોથી બચવું ચાહતા હો તો જલ્દીથી ગફલતની નીંદ્રા છોડો. અલ્લાહ તઆલએ માલ આપ્યો છે, અમનમાં છો, તંદુરૂસ્તી આપી છે ત્યારે હવે શાની વાટ જુઓ છો? કેટલાકો કહે છે કે, અમોને કોઇ સાથ મળે

તો હજ કરવા જઇએ, અને કોઇ એમ કહે છે કે પોતાના બચ્ચાઓની શાદી-વિવાહ કરાવવા બાકી છે, અને કોઈ એવું પણ કહે છે કે હાલમાં માલ વેપારમાં રોકાએલો છે. હમણાં પૈસા પાસે નથી પરંતુ તે બધા શેતાની ખ્યાલો છે. અગર આજે તમોને કોઇ દુન્યામાં બાદશાહ નોતરૂં આપી બોલાવે તો તરત ખુશી ખુશી સર્વે કામ મુકી દઇ બધો બંદોબસ્ત કરી નાંખો. ત્યારે તે બાદશાહોનો બાદશાહ બોલાવી રહયો છે ત્યારે આવા નકામા હીલા બહાના કરો છો તે કેવી રીતે વ્યાજબી કહેવાય ? અલ્લાહ તઆલા ફરમાવે છે કેઃ—

يا ايها الذين امنو ا لا تلهكم اموالكم ولا اولادكم عن ذكرالله— ومن يفعل ذالک فاولئک هم الخسرون—

હે ઇમાનવાળાઓ! તમોને તમારો માલ, ધન અને તમારી ઓલાદ ખુદાની યાદથી ગાફીલ ન કરી દે, અને જે લોકોએ આ પ્રમાણે કર્યું યાને માલ અને અને ઓલાદની ફીકરમાં ખુદાથી ગાફીલ થઇ ગયા તો તે લોકો ઘણુ નુકસાન અને ટોટો પાનાર છે, કેમકે તેમણે આખેરતના બદલે દુન્યાને પસંદ કરી. પરંતુ આખેરત બાકી રહેવાવાળી છે અને દુન્યા ફના થઇ જવાવાળી છે. ત્યારે બાકી રહેવાવાળી ચીજ આપી તેના બદલે ફના થઇ જવાવાળી ચીજ લેવી તેનાથી વધારે બીજું કયું નુકસાન કહેવાય ? કેટલાકો ઉપર હજ ફર્ઝ છે છતાં જવામાં બહાના કરે છે ત્યારે કેટલાએક લોકો ઉપર હજ ફર્ઝ હોતી નથી છતાં તેઓ તૈયાર થઇ જાય છે અને પછી એવી રીતે જાય છે કે, સવાબના બદલે વબાલ કરે છે જેમકે; કેટલીક સ્ત્રીઓ હજ માટે જાય છે અને તેમના સાથે ખાવીંદ અથવા કોઇ બીજો મહરમ (યાને એવો સગો કે જેનાથી નિકાહ હરામ છે) એવો કોઇ સાથે હોતો નથી, અને કેટલાક વખત ના મહરમોને ઝબરદસ્તી ભાઇ બાપ બનાવી સાથે લઇ જાય છે અને પોતાના દિલમાં એમ સમજે છે કે હવે આ મહરમ બની ગયો. (નઉઝોબિલ્લાહ) હલાલને હરામ જાણવું અને હરામને હલાલ કેહવું મુસલમાનનું કામ નથી. કોઇને ઝબરાઇથી સગો બનાવવું તે બની શકે નહીં. તે તો ફકત મનને સમજાવવું છે. શરીઅતે એવા સગાઓના સાથે ઓરતોને હજ માટે જવાની રઝા આપી નથી. એમને જોઇએ કે, જ્યાં સુધી મહરમ યા પોતાનો ખાવીંદ સાથે ન હોય ત્યાં લગી હજ માટે ન જાય; નહિં તો વબાલ અને બેશરમીનો ગુનોહ થશે. રસુલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું કે—હરગીઝ તનહાઇ અને એકાંત કોઇ મરદ અજાણી ઓરતથી ન કરે, અને કદી પણ કોઇ સ્ત્રી પરાયા ગેરમહરમ સાથે મુસાફરીમાં ન જાય. એક માણસે આ સાંભળી અર્ઝ કરી કે, હઝરત મારૂં નામ ફલાણી લડાઇમાં જવા સારૂ લખેલ છે અને મારી સ્ત્રી હજ માટે જનાર છે. હુઝુરે (સલ૦) હુકમ ફરમાવ્યો

કે, જાઓ તમારી બીબી સાથે હજ કરો. રિવાયત કીધી તેને બુખારી અને મુસ્લીમે. હવે બતાવો કે, જ્યારે સ્ત્રીઓ પોતાની સમજથી શરીઅત વીરૂધ્ધ તરીકાથી હજ માટે જાય તો એમને સવાબ મળશે કે ગુનાહ? માટે ઓરતોને જોઇએ કે, જ્યાં સુધી ખાવીંદ અથવા કોઇ મહરમ સાથમાં ન હોય ત્યાં સુધી હજ માટે ન જાય. અને મહરમ મળી જાય અને માલ પણ હોય તો વાર ન કરે.

હજ ઇસ્લામનો રૂકુન અને ઝબરદસ્ત સ્થંભ છે માટે માણસને ઝુરૂરી છે કે, માલ હોય તો પછી વાર ન કરે. વળી આ બાબતનો ખ્યાલ રાખવો જોઇએ કે, હજ માટે જાય તો કોઇથી લડાઇ, કજીયા ટંટા અને ગાળો વીગેરેથી બચે. કોઇ ઇલ્મવાળા સમજદાર દીનદાર મોઅલ્લીમને સાથે લે. હજના બીજા ઘણા હુકમો છે માટે હજ સારૂ જતી વખતે કોઇ ઇલ્મવાળાથી પુછીને વાકીફ થવું જોઇએ. અને જયાં સુધી બને ત્યાં લગી જલદીથી આ ફર્ઝને શરીઅતના હુકમ મુજબ અદા કરે. કેમકે તે પણ ઇસ્લામનો તાકીદી હુકમ છે. એના બારામાં ઉપરના બયાનથી ઘણીએક તાકીદ અને ફઝીલત જણાઇ ગઇ. તે ઉપરાંત ઘણી આયતો અને હદીસો તેની ખુબી અને તાકીદમાં આવી છે, તેમાંની અહીં થોડીક હદીસો બયાન કરૂં છું. મીશકાત શરીફમાં છે કે, રસુલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું કે જેણે હજ કીધી અને તેણે હજમાં કોઇ ખોટી વાત યાને લડાઇ ઝઘડો ન કીધો; એટલે જે વાતો હજમાં મના છે તે ન કરી તો, તે માણસ એટલે મજકુર હાજી ગુનાહોથી એવો પાક થશે કે જેવું બચ્ચું માના પેટથી જન્મતી વખતે પાક હોય છે. રિવાયત કરી તેને બુખારી અને મુસ્લીમે. રસુલ (સલ૦) એ ફરમાવ્યું કે, મબરૂર હજના બદલામાં જન્નતજ છે. રિવાયત કરી તેને બુખારી અને મુસ્લીમે. યાને હજમાં હજના હુકમોથી ખિલાફ કોઇ વાત ન કરે તે મબરૂર હજ કહેવાય છે. હઝરત આયશા (રદી૦) એ એક વખત રસુલુલ્લાહ (સલ૦) થી જેહાદમાં જવા માટે રઝા માંગી. ત્યારે આપ (સલ૦) એ ફરમાવ્યું કે, ઓરતોનો જેહાદ હજ છે. રિવાયત કરી એને બુખારી અને મુસ્લીમે.

હ૦ પયગમ્બર (સલ૦) એ ફરમાવ્યું કે, હજ તથા ઉમરો કરનારા ખુદાના ટોળા છે, તેઓ અલ્લાહ તઆલાથી દુઆ કરે તો તે કબુલ થાય છે, અને એના પાસે ગુનાહોની માફી માંગે તો માફ કરે છે. રિવાયત કરી એને ઇબ્ને માજાએ. વળી રસુલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું કે જ્યારે તમો હજ કરી આવનારાથી મુલાકાત કરો તો તેને સલામ કરો, મુસાફો કરો, તે શિવાય તેને કહો કે, અમારા માટે બક્ષીશની દુઆ કરો: તે હાજી ઘરે પહોંચે તે પહેલાં તેના પાસે દોઆ કરાઓ કેમકે; તે બક્ષીશ પામેલો છે. રિવાયત કરી એને ઇમામ અહમદે. આ તમામ હદીસોથી હજની ઘણીજ વધારે ફઝીલતો ઝાહીર થઇ. વળી અબી

ઉમામા (રદી૦) રિવાયત કરે છે કે, રસુલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું-કોઇ શખ્સને હજથી અટકાવ કરનાર બીમારી અથવા ઝાલીમ બાદશાહ અથવા ખુલ્લી મોહતાજી ન હોય અને હજ ન કરી શકે એવો કોઇ પણ સબબ ન હોય છતાં તે માણસ હજ ન કરે તો હવે તેને જોઇએ કે યહુદી અથવા નસરાની થઇને મરે. રિવાયત કરી તેને દારમીએ. હ૦ અલી (રદી૦) થી રિવાયત છે કે, હ૦ રસુલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું-જે માણસને સવારી, ખોરાકી, પોશાક બૈતુલ્લાહ સુધી પહોંચાવે તેટલો તેની પાસે હોય અને પછી તેણે હજ ન કીધી તો તેનો કંઇ ગમ કે પરવાહ નથી કે તે યહુદી થઇને મરે યા નસરાની થઇને મરે. અને આ તે માટે છે કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું:—

ولله على الناس حج البيت من استطاع اليه سبيلا

યાને જે લોકોને હજ સુધી પહોંચવાની તાકત હોય એ લોકો ઉપર ખાસ અલ્લાહના વાસ્તે હજ ફર્ઝ છે. રિવાયત કીધી તેને તીરમીઝીએ. આથી હજ અદા કરવાની કેટલી સખ્ત તાકીદ ઝાહિર થઇ કે, હજ ફર્ઝ હોય અને પછી તે અદા ન કરે તો તેનો યહુદીયત અને નસરાનીયત ઉપર ખાતમો થવાનો સંભવ છે. (નઉઝો બિલ્લા મિન ઝાલેક) ભાઇઓ હવે આ ફર્ઝ અદા કરવામાં ગફ્લત ન કરવી જોઇએ.

અહીં એક વાત બીજી એ સમજવી જોઇએ કે, કેટલાકો હજ કરી આવ્યા પછી એક મોટું જમણ કરે છે ને સરવેને જમાડે છે. તેમાં ખાસ કરી એ હેતુ હોય છે કે, લોકોને જાહેર થાય કે, મઝકુર શખ્સ હજ કરી આવ્યા છે પરંતુ તેવી મોટાઇ બતાવવી બીલકુલ ખરાબ અને નકામી વાત છે. જો પોતાને દુન્યામાં હાજી કહેવરાવવાનોજ મકસદ હોય તો પછી આખેરતના સવાબની ઉમ્મીદ રાખવી બેકાર છે. અને કોઇ કહે કે, અમે તો ખુશીથી એમજ દાવત કરી છે, હજ પઢી આવવાની વાત ઝાહેર કરવાનો અમારો મકસદ નહોતો ત્યારે ખાસ હજ કરીને આવ્યા બાદજ આ કેમ સુજ્યું ? અગર આ દાવતથી દુન્યામાં પોતાનું નામ અને ઇઝઝત વધારવાનો મકસદ હોય, તો તેપણ બુરોજ છે. હદીસોમાં એવી દાવતોની બુરાઈ આવી છે; માટે ઇન્સાને આવી વાતો છોડી દઇ એટલા પઇસા કોઇ નેક કામમાં હરમેન શરીફૈનમાં ખર્ચ કરે અથવા ત્યાંજ કોઇ ગરીબ તથા મીસ્કીનને આપી દે તો દુન્યા અને આખેરતનો ઘણો મોટો ફાયદો અને બરકત હાસીલ થાય.

હવે હે મારા અઝીઝ ભાઇઓ ! આ મઝમુન લંબાણ થઇ જવાથી હું અહીં તેને ખત્મ કરૂં છું, અને અલ્લાહ તઆલાથી દુઆ કરૂં છું કે, હે

અલ્લાહ તઆલા તુ પોતાના ફઝલો કરમથી અમો બધાઓને બેતુલ્લાહ શરીફની ઝીયારત અને તેના બાદ ખાતેમુલ મુરસલીન રહમતુલ્લીલ આલમીન (સલ૦)ની ઝીયારત શરીફથી મુશર્રફ ફરમાવ. આમીન.

وصلی اللّٰہ تعالیٰ علیٰ خیر خلقہٖ سیدنا محمد
وعلیٰ الہٖ واصحابہٖ اجمعین—

મુમન હબીબ નુરમહંમદ ગામ કાલેડાવાળા.
તાલેબુલ ઇલ્મે-મદરસએ શેહેર પાલનપુર.

---

મુસલમાનીકી બીના જાનો રે,
ફરઝ હય પાંચ ઓસમાં માનો રે.
કલમા કેના ને નમાઝ કરની રે,
ઝકાત દેની મન માંહે ધરની રે.
રોઝેભી કરને બુઝો સહી રે,
ફરઝ હય હજ કીતી આપ દહી રે.

* * * *

અરે સુન રે ઇમાની હજ રે કરની,
એ બેગે હજ કેરી રીત મન ધરની.
પુરી શરત જીસ સાલ હુઈ હજ કેરી,
હુઇ ઉસ સાલ હજ બેગે કરની સવેરી.
જો વે સાલ જાવે દુજે સાલમાં કરાવે,
તો ગુનેહગાર હોતા હે રે લખાવે.

(પીર મશાયખ.)



# નિકાહ તથા સાદી.

الحمدلله رب العلمين والصلوة والسلام على سيدالمرسلين وعلى اله و اصحابه واتباعه اجمعين- اعوذبالله من الشيطن الرجيم- بسم الله الرحمن الرحيم- وانكحوا الايامى منكم والصالحين من عبادكم وامائكم- ان يكونو فقراء يغنهم الله من فضله- والله واسع عليم—

આ સુરે નુરની એક આયત છે. એમાં નિકાહનો હુકમ અને ફઝીલતનું બયાન ફરમાવેલ છે. અને તે લોકોના જે શરીઅત મુજબ બેટા બેટીના નિકાહ કરવાના મુખ્તેયાર છે અને બાંદી ગુલામના માલીકોને હુકમ છે કે જે બેટા બેટીની શાદી ન કરી હોય તેના નીકાહ કરીદો. તમારા બાંદી ગુલામ જે નીકાહના લાયક હોય તેના નીકાહ કરી આપો, એવો ખ્યાલ ન કરો કે બેટા બેટી ગરીબ ફકીર છે. નિકાહની બરકતથી અલ્લાહ તઆલા તેઓને પોતાના ફઝલો કરમથી ધનવાન, બેપીકર અને સબુરી કરનારા કરી દેશે. અલ્લાહ તઆલાના ત્યાં કોઇ કમી નથી. તે કોશાદગી કરનાર પોતાના બંદાની હાલત તેમજ હાલતોને જાણનાર છે. તફસીરે કબીરમાં આ આયતની તફસીરમાં લખ્યું છે કે ઇબ્ને અબ્બાસ (રદી૦) ફરમાવે છેઃ—

التمسوا الرزق بالنكاح-

એટલે નિકાહની મારફતે રિઝકને ઢુંડો. તે ઉપરથી સમજમાં નહીં આવ્યું હોય કે, નિકાહના સબબથી રીઝકમાં વધારો કેવી રીતે થતો હશે. તો તે બાબત એમ છે કે નિકાહના સબબથી માણસને પાકદામની હાસીલ થાય છે. તેમજ ઝીના તથા હરામકારીઓથી બચી જાય છે જેવું કે, હદીસ શરીફમાં છેઃ—

فانه اغض للبصر واحصن للفرج—

એટલે રસુલે ખુદા (સલ૦)એ ફરમાવ્યું કે નિકાહ ઇન્સાનની નઝરને બુરાઇઓથી બંધ કરનાર છે અને તેની શરમગાહને હરામથી બચાવનાર છે. ઝીના એવી ચીજ છે કે જેના લીધે ગરીબી, કંગાલપણુ, મોહતાજી અને બીમારીઓ પૈદા થાય છે. જેવું કે, અબદુલ્લાહ ઇબ્ને ઉમર (રદી૦)થી રીવાયત છે કે, રસુલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યુંઃ—

واذا ظهرالزنى ظهرا لفقروا لمسكنة—

જયારે ઝીનાકારી ફેલાય છે ત્યારે ભુખ પણ ફેલાય છે. વળી બીજી રિવાયતમાં છે કેઃ—

ما ظهرت الفاحشة فى قوم قط يعمل بها فيهم علانية الا ظهر فيهم الطاعون والا وجاع التى لم تكن فى اسلافهم—

કોઇ કોમમાં જ્યારે બેશર્મીના કાર્યો ખુલ્લમ ખુલ્લા થવા માંડે છે ત્યારે તેઓમાં પલેગ તથા બીજી એવી બીમારી તેમજ રોગો આવી પડે છે કે તેમના બાપદાદાના ઝમાનામાં પણ એવા રોગો થએલ નહીં હોય. આ બન્ને રિવાયતો તરગીબો તરહીબની કીતાબમાં લખેલી છે. તેનો બચાવ નિકાહથી થઇ શકે છે. ત્યારે જાણવું જોઇએ કે, નિકાહ કેટલી ખુબી અને બરકતવાળો છે?

રસુલે ખુદા (સલ૦)એ ફરમાવ્યું છે કે બહુ વધારે બરકતવાલો તે નિકાહ છે કે જે ઘણી આસાની અને સહેલાઇથી થઇ જાય. આ હદીસ મીશકાતમાં છે. ત્યારે આપણી જમાત આજકાલ નિકાહમાં સહેલાઇ અને આસાનીના બદલે એવી રીત રસ્મો ઘુસેડી દીધી છે કે જેથી સખ્તીઓ અને મુશકેલીઓમાં પડી આ (નિકાહની) બરકતથી ઘણા મહરૂમ રહી જાય છે. ખાસ કરીને હાલમાં બે બાબતો તો એવી ખરાબ છે કે, તેના લીધે બચ્ચાની ભલાઇ અને બરકતની જડ કાપી નાંખે છે. તેમાં એકતો સાટુ અને બીજી વાત દીકરીના નાણાં લઇને નિકાહ કરી આપે છે. તે બન્ને બાબતોમાં જે જે ખરાબીઓ છે તેમાંની મુખ્તેસર બયાન કરૂં છું:—

(૧) પહેલી ખરાબી એ છે કે, વર અને કન્યાના વાલીને નિકાહનો ઇખ્તેયાર એ માટે આપેલો છે કે, બચ્ચાના સારૂ ભલુ ઠેકાણું હોય ત્યાં તેના નિકાહ કરી આપવા. ત્યારે આજકાલ તો વાલીને નાણાં અને સાટાની લાલચ જ્યાં પુરી થતી હશે ત્યાં નિકાહ કરશે, બચ્ચાના માટે ભલામાંની ભલી જગ્યા અને સારામાં સારૂં ઠેકાણું હશે છતાં ત્યાં પોતાની લાલચ પુરી ન થતી હોય તો હરગીઝ ત્યાં નિકાહ કરશે નહી. તે માટે શરીઅતે વાલીની આવી નઠારી કાર્યવાઇને બાતલ કરેલી છે. શામીમાં છે કે:—

وفى شرح المجمع حتى لو عرف من الاب سوء الاختيار لسفهه او لطمعه لا يجوز عقده اجماعا—

એટલે મજમાની શરાહમાં છે કે બાપ જ્યારે ખોટા ચલણમાં બેવકુફીના લીધે અથવા લાલચના લીધે પ્રખયાત હોય તો તેવા બાપે નિકાહ કરાવ્યો હશે તો તે સર્વેના નજદીક નાજાયઝ છે. હવે જ્યારે તે નિકાહ બાતીલ થઇ ગયો ત્યારે હંમેશાના માટે ઝીનાહનો ગુનાહ બાપના સર ઉપર રહયો.

(૨) બીજી ખરાબી એ છે કે, લડકીવાળો જે લાલચ જમાઇના તરફથી

પોતાની લડકીના કારણે મેળવે છે તે હરામ છે. શામીની કીતાબુલ કરાહીયતના મુતફર્રિક મસાયલમાં છે કેઃ—

ومن السحت مايا خذه الصهر من الختن بسبب بنته بطيب نفسه حتى لوكان بطلبه يرجع الختن به (مجتبى)

હરામ કમાઇમાંથી એ છે કે જે ચીજ સસરો બેટીના કારણે જમાઇની ખુશીથી જમાઇના પાસેથી લે છે એટલા સુધી કે અગર સુસરે માંગીને લીધી હોય તો જમાઇ એને પાછી લઇ લે. કીતાબ મુજતબાથી આ લખ્યું છે. એટલે જો જમાઇએ રાઝી થઇને સસરાને કન્યાની લાલચમાં આપ્યું હોય તો તે સસરાને લેવું હરામ છે, અને સસરે માંગીને લીધું હોય તો તે જમાઇ ઝબરદસ્તી પાછુ લઇ શકે છે.

(૩) ત્રીજી ખરાબી છે કે જ્યારે નાણા અને સાટાની શરતથી નિકાહ થાય છે તો તે જ્યાં સુધી શરત પુરી થતી નથી ત્યાં લગી દીકરીને તેના ખાવીંદના ઘરે મોકલતા નથી. આવી રીતે રૂકાવટ કરવો તે કન્યાના ઉપર બરાબર ઝુલ્મ છે. શરત રૂશવતની છે તો તેને પુરી કરવી ઝરૂરી નથી, અને તેને પુરી કરવાના માટે મદદ કરવી હરામ છે. કદાપી કંઇ આપ્યું હોય તો કન્યાનો ધણી પાછુ લઇ શકે છે. દુર્રે મુખતારના બાબુલ મેહરમાં છે કેઃ—

اخذ اهل المرأة شيا عندالتسليم فللزوج ان يسترده لانه رشوة

એટલે કન્યાવાળે કન્યાને ઘરે મોકલતી વખતે કંઇ ચીઝ લીધી હોય તો ખાવીંદને ઇખ્તયાર છે કે, તે આપેલી ચીઝ પાછી લઇ લે કેમકે એ રૂશવત છે. કીતાબ તરગીબો તરહીબમાં છે.

عن النبى صلعم قال الراشي والمرتشى فى النار رواه الطبرانى

એટલે રૂશવત આપનાર તથા લેનાર દોઝખની આગમાં હશે. આ હદીસ તીબરાનીએ રિવાયત કરી છે અને તેજ કીતાબમાં છે.

لعن رسول الله صلعم الراشى والمرتشى والرائش يعنى الذى يمشى بينهما

એટલે લાનત કરી રસુલુલ્લાહ (સલ૦)એ રૂશવત લેનાર અને દેનાર બન્ને ઉપર તેમજ તેઓના વચમાં કોશીશ કરનાર ઉપર.

(૪) ચોથી ખરાબી એ છે કે, સગપણ કરીને વગર શરીઅતના કારણે તોડવું. અને તે હરામ છે. હવે જ્યારે સગપણ સાટા અને રૂપીયાના બદલામાં થાય છે તો સામેવાળો રૂપીયા અગર સાટુ ન આપી શકે અને બીજો વધારે

રૂપીયા આપનાર મળે તો તે સગપણ તોડી નાંખે છે, અને જયાં તેમની લાલચ પુરી થાય ત્યાં કરે છે; ત્યારે આવી રીતે તોડવું અને સગપણ તોડાવવું બન્ને હરામ છે. ફતાવા અૈરીયામાં છે.

المصرح به فى كتب الحنفية وغيرهم حرمة الخطبة على خطبة الغير قال فى الذخيرة كما نهى النبى صلعم عن الاستيام علي سوم الغير نهى عن الخطبة علي خطبة الغير وان من ارتكب محرمالم يردفيه حل مقدر يعزروكما تحرم الخطبة تحرم اجابتها لانه اعانة علي المعصية فيعزر المجيب اليها القادر على المنع والله اعلم

એટલે સાફ સાફ હન્ફી મઝહબની કીતાબોમાં અને બીજા મઝહની કીતાબોમાં પણ બયાન કરેલું છે કે બીજાનું સગપણ કરેલ છતાં તેના ઉપર સગપણ કરવું હરામ છે. કીતાબ ઝખીરામાં કહેલું છે કે, જેવું કે મના ફરમાવ્યું નબી (સલ૦)એ બીજાના ઠરાવેલ ભાવ ઉપર ભાવ કરવાને; એવીજ રીતે મના કીધું એકના સગપણ કરેલ છતાં તેના ઉપર સગપણ કરવાને. અને તહકીક જે માણુસ એવું હરામ કામ કરે જેમાં કોઇ હદની સઝા મુકર્રર ન હોય તો તે શખ્સને બીજી સઝા કરવી જોઇએ. જેવી રીતે સગપણ કરવું હરામ છે તેવીજ રીતે સગપણ કબુલ કરવું પણ હરામ છે. કેમકે; એ ગુનાહના સાથે મદદ કરવી છે. અને એવી રીતે સગપણનો કબુલ કરનાર કબુલ કરવાથી રોકાઇ શકે છે, તે છતાં ન રોકાય તો એને પણ સજા કરવી જોઇએ. આ રિવાયતથી માલુમ થયું કે સગપણ તોડવું અને તોડાવવું બન્ને હરામ છે તો બન્ને જણાને સજા કરવી જોઇએ. ઉપર જે હદીસનો મજમુન બયાન કરવામાં આવ્યો તે મુસ્લીમ શરીફમાં છે.

(૫) પાંચમી ખરાબી એ છે કે, સાટા અને પૈસા લેવાના રીવાજે એવી મોટી ખરાબીમાં નાંખ્યા છે કે, આપસમાં સગપણ કરવાને નાજાયઝ અને બુરૂં જાણવા લાગ્યા છે. એ માટે કે, આપસમાં સગપણ કરવાથી સાટુ અને પૈસા મળી શકતા નથી. વિચારો કે, અલ્લાહ તઆલાએ હલાલ કરેલ છતાં તેને હરામ જાણવું અને બુરૂં સમજવું કેટલો ભારે ગુનાહ છે?

(૬) છઠ્ઠી ખરાબી એ છે કે, સાટુ અને પૈસા લેવાની ખરાબી એટલા સુધી વધી ગઇ છે કે, નિકાહ થયાં છતાં પણ બાદમાં સાટુ અથવા પૈસા આપવાથી થાકી જાય અથવા બીજો વધારે નાણા આપનાર મળી જાય તો નિકાહ તોડી નાંખવામાં આવે છે; અને જ્યાં આ લાલચ પુરી થતી હોય ત્યાં બીજી વારના નિકાહ કરવામાં આવે છે. નંબર ૪ માં જણાવ્યા પ્રમાણે જ્યારે સગપણ તોડવું અને તોડાવવું હરામ છે અને સઝાના લાયક છે ત્યારે નિકાહ લાલચના કારણથી

તોડાવવા મોટા દરજ્જે હરામ અને સજાના લાયક છે. ખરી રીતે તો નિકાહ તોડાવવાવાળો શૈતાનના ટોળામાં હશે અને તોડવાવાળો શૈતાનની તાબેદારી કરનારો થશે. કેમકે; આ મોટા શૈતાનનુ કામ છે. મીશકાતના બાબુલ વસવસહમાં છે કે, ફરમાવ્યું રસુલુલ્લાહ (સલ૦)એ કે તહકીક શૈતાન પોતાનુ તખ્ત પાણી ઉપર રાખે છે પછી પોતાના લશકરીઓને માણસોને ખરાબ કરવા અને ગુમરાહ બનાવવા માટે મોકલે છે. પછી ઇબ્લીસના નજદીક મોટો આબરૂદાર એ હોય છે કે, જેણે વધુ મોટી ગુમરાહી ફેલાવી હોય અને તે શૈતાન સામે આવી કહે છે કે મેં આવી આવી ખરાબીઓમાં લોકોને નાંખ્યાં. ત્યારે ઇબ્લીસ કહે છે કે, તેં તો કંઇપણ કર્યું નહીં. ફરમાવ્યું રસુલુલ્લાહ (સલ૦)એ કે પછી આવે છે એક તે શૈતાનના અંદરથી અને કહે છે કે, મેં આ એક માણસને મુકયો નથી, એટલા સુધી કે; તે મીયાં બીબીના વચમાં જુદાઇ કરાવી દીધી. તે વખત તે શૈતાનને પોતાના તખત ઉપર બેસાડે છે અને કહે છે કે, તું બહુ ભલો છે. પછી તેને પોતાના ગળે લગાડી બાથમાં ભીડે છે. આ હદીસ મુસ્લીમની છે. એનાથી જણાયું કે, શૈતાન તલાકને ઘણી સારી ગણે છે. અબુ દાઉદની હદીસ છે કે, ખુદા તઆલાના નજદીક ઘણુ વધારે ખોટુ હલાલ કામમાંથી તલાક છે. તો જે માણસ એવી લાલચના કારણથી નિકાહ તોડશે અને તોડાવશે તે શૈતાનનો તાબેદાર થશે અને ખુદાનો નાફરમાન બનશે.

(૭) સાતમી ખરાબી એ છે કે, નિકાહ થઇ ગયા પછી પણ જ્યાં સુધી તે લાલચ પુરી ન થાય ત્યાં સુધી દીકરીને તેના મરદના ઘરે મોકલતા નથી. મોટી ઉમરની થઇ જાય, હરામ કામોમાં ફસી જાય, ફજેતા થાય, તેનો ગુનાહ તેના રોકનારના માંથા ઉપર રહે છે છતાં તેની કશી પરવાહ કરતા નથી તે તો બસ પોતાની લાલચ પુરી થઇ જાય તેની વાટ જોયા કરે છે. મીશકાત શરીફમાં અબી સઇદ (રદી૦) અને ઇબ્ને અબ્બાસ (રદી૦)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું કે, જે માણસને ઔલાદ હોય–પછી લડકી હોય કે લડકો– તો તેને જોઇએ કે, એનું નામ સારૂ રાખે, દીનની તાલીમ આપે અને જે વખત ઉમર લાયક એટલે જવાન થાય તો તેના નિકાહ કરી આપે. કદાચ તે બચ્ચું જવાન થઇ ગયું અને તેનો નિકાહ ન કીધો અને પછી તે કોઇ ગુનાહ તથા બુરાઇમાં ફસી ગયું તો તે ગુનોહ તેના બાપને થાય છે. રિવાયત કરી તેને બૈહકીએ શોઅબુલ ઇમાનમાં. એટલે તેનો ગુનાહ તેના ઉપર તેમજ તેના નિકાહની રજા આપનારના ઇખ્તેયારવાળા વાલી ઉપર પણ રહે છે, નિકાહ રોકવાના કારણથી.

(૮) આઠમી ખરાબી એ છે કે, દીકરીવાળો લાલચના કારણે લડકીને શીખવે છે કે, ઘર ન કરે અને તેના ખાવીંદને કનડગત કરે. અથવા પૈસા આપીને તલાક લઇ લે. તો તે શીખવનારાના માથે લાલચનો ગુનાહ, બીજું ખોટું શીખવવાનો ગુનાહ, ત્રીજુ ઘર ભગાવવાનો ગુનાહ એવી રીતે ગુનાહ થાય છે.

અને ફારગતી લેનાર ઔરતના બારામાં આવેલ છે કેઃ—

قال رسول الله صلعم ايما امراة سئلت زوجها طلاقا في غير مابأس فحرام عليها رائحة الجنة رواه الترمذي وغيره

જેવું કે ફરમાવ્યું રસુલુલ્લાહ(સલ૦)એ કે જે કોઇ ઔરત પોતાના ખાવીંદથી સખ્તી ન હોય છતાં તલાક માંગે તો તેવી ઔરત ઉપર જન્નતની ખુશબો હરામ છે. આ હદીસ શરીફ તીરમીઝી વીગેરેમાં છે. વળી બીજી હદીસમાં છે કે, તે ઔરત મુનાફીક છે. આ હદીસથી માલુમ થયું કે, જે ઓરત પોતાના સગાઓની લાલચ પુરી કરવા માટે છેડા છુટકો લઇ ઘર ભાંગે એટલે તલાક લે તો તે મુનાફીક છે અને જન્નતની ખુશબોથી મેહરૂમ રેહશે.

(૯) નવમી ખરાબી એ છે કે, વર કેવો પણ ખરાબ બદચાલ, બદદીન હોય છતાં સાટુ અને પૈસા આપવાથી તેને તરત ઔરત મળી શકે છે ત્યારે બહુ સારા, ભલા, સુધરેલી ચાલ ચલણવાળા, દીનદાર અને બધી વાતોમાં ભલા છોકરા હોવા છતાં તેમની પાસે નાણા અથવા સાટુ ન હોવાના કારણે તેવા બીચારા માર્યા માર્યા ફરે છે. કોઇ તેમને દીકરી આપતું નથી. જુઓ ! તે કેટલી બધી ખરાબી કેહવાય કે, ભુંડાઓની કદર થાય છે અને ભલાઓને કોઇ પુછતુ નથી. જુઓ હદીસ શરીફમાં તે બાબત શું આવેલ છે તે તરફ ધ્યાન કરો. મીશકાત શરીફમાં છે કે, ફરમાવ્યું રસુલુલ્લાહ (સલ૦)એ કે કોઇ સગપણ માટે તમારાં પાસે સંદેશો મોકલે કે જેનું દીન અને આદતો તમોને ગમતી હોયતો તેની સાથે તમારી દીકરીના નિકાહ કરી આપો; જો તેવી રીતે નહી કરોતો દુન્યામાં ફિત્નો અને ફસાદ ઉત્પન્ન થઇ બહુ વધી જશે. રિવાયત કરી તેને તીરમીઝીએ. જુઓ ! આજકાલ દીન અને સારી આદતોવાળાઓને કોઇ જોતા નથી અને પૈસા અને સાટુ તાકે છે. અને તેથીજ અમારી કોમમાં વધારે ટંટા અને ફરીયાદીઓ જેમાં ઝુઠા સોગનો ખાવા, રિશવત આપવી, ઝુઠો પુરાવો આપવો, ઘરબારના કામકાજથી ખરાબ થવું, કુસંપ પેદા કરવો; એવી એવી ખરાબીઓ બખેડા અને ફસાદની જડ સાટુ અને નાણા છે. અલ્લાહ તઆલા તેવા કરતુતોથી બચાવે.

(૧૦) દસમી ખરાબી એ છે કે, કદાચ રૂપીઆ આપવા અથવા સાટુ આપવાથી આજીઝ થઇ જાય તો તેના ઉપર સખ્તી કરવામાં આવે છે. એવું દબાણ કરવું તે ઝુલ્મ અને હરામ છે. તેમાં જે મદદ કરશે તે પણ આ ગુનાહોમાં ભાગીદાર બનશે. અલ્લાહ તઆલા ફરમાવે છે કેઃ—

ولا تعاونوا على الاثم والعدوان واتقوا الله ان الله شديد العقاب

એટલે ગુનાહની બાબતમાં અને શરીઅતની હદોથી આગળ વધવામાં એટલે શરિઅતના ખીલાફ એક બીજાને મદદ ન કરો અને અલ્લાહ તઆલાથી ડરો તેહકીક અલ્લાહ તઆલાનો અઝાબ સખ્ત છે. વળી ઔસ બિન શુરહબિલથી રિવાયત છે કે, તેઓએ રસુલુલ્લાહ સલ૦ ને ફરમાન કરતાં સાંભળ્યા કે:—

من مشى مع ظالم ليقويه وهو يعلم انه ظالم فقد خرج من الاسلام

એટલે જે શખ્સ જાણી જોઇને કોઇ ઝુલ્મ કરનારને મદદ કરવા તેની સાથે ચાલ્યો તો તે ઈસ્લામથી નિકળી જાય એટલે તે પાકો મુસલમાન રેહતો નથી.

(૧૧) અગ્યારમી ખરાબી એ છે કે, વાલી જ્યારે સાટાથી નિકાહ કરાવે છે ત્યારે કેટલીક વખત એવા બનાવ બને છે કે, દીન અને દુન્યાની ખરાબીનો સબબ અને દુન્યામાં દોઝખ બની જાય છે. તે શરઇ ઝરૂરતથી પણ તોડી શકતો નથી કેમકે: પોતે તે સગપણ તોડે તો સાટાનો પણ ટુટે તે માટે આખી ઉમર દુન્યવી દોઝખમાં રહે છે. મિશકાત શરીફમાં અબી ઉમામા રદી૦ થી રિવાયત છે કે, રસુલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે, કિયામતના દિવસે અલ્લાહ તઆલાના પાસે ભુંડા મરતબાવાળો એ માણસ છે કે જે બીજાની દુન્યા સુધારવા માટે પોતાની આખેરત બગાડે. રિવાયત કરી તેને ઇબ્ને માજાએ. બુખારી શરીફમાં ઇબ્ને ઉમર (રદી૦)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું:-

كلكم راع وكلكم مسئول عن رعيته

એટલે દરેક માણસ તમારા અંદર સંભાળ રાખનાર તથા ખબરદારી કરનાર છે અને કિયામતના દિવસે દરેક માણસથી સવાલ થશે કે, જેની જે ચીઝની સંભાળ અને ખબરગીરી જેના ઉપર હતી તેમાં તેણે કયાં સુધી ઇન્સાફ કરેલ છે, અને તેઓના હક કેવા અદા કરેલ છે.

(૧૨) બારમી ખરાબી એ છે કે, પઇસા લેવા અને આપવા તેમજ સાટુ શરીઅતમાં તો હરામ છે પરંતુ દુન્યામાં પણ તેને ઘણી બેઆબરૂ અને નીચપણાનું કામ અકલમંદો જાણે છે. કેમકે આ બેહેન બેટીને વેચવા જેવું કામ છે. તેમને બેહેન બેટી સમજીને પરવરીશ કરી નથી પરંતુ વાછરડીની રીતે કિંમત વસુલ કરવા પાલન પોસણ કરેલ છે. અફસોસ છે આવી અકલ અને લાલચ ઉપર.

બુખારી શરીફમાં છે કે, રસુલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા ફરમાવે છે– કયામતના દિવસે ત્રણ માણસો ઉપર હું પોતે દાવેદાર બનીશ. તેમાંથી એક તે માણસ છે કે, જેણે કોઇ આઝાદને વેચીને તેની કિંમત ખાધી.

(૧૩) તેરમી ખરાબી એ છે કે, કેટલાક સાટાપેટાના અને પઇસાના એવા મોટા બેશરમ અને બદદીન હોય છે કે, પોતાની લાલચના માટે કરેલ સગપણથી ઇન્કાર કરી દે છે એટલુંજ નહીં પણ નિકાહ થઇ ગએલ છતાં નિકાહથી પણ ફરી જાય છે. ઉપરાંત કોર્ટમાં સોગન ખાઇને બોલે છે કે, નિકાહ થયોજ નથી. વળી તેમના જુઠા મદદગાર શાક્ષીઓ પણ એવીજ ખોટી ઝબાની આપે છે. અલ્લાહ તઆલા એવા સોગન ખાનારાઓના બારામાં ફરમાવે છે કેઃ—

ان الذين يشترون بعهدالله و ايمانهم ثمنا قليلا اولئك لا خلاق لهم في الاخرة ولا يكلمهم الله ولا ينظر اليهم يوم القيمة ولايزكيهم ولهم عذاب اليم—

તેહકીક કે, જે લોકો અલ્લાહથી કોલ કરાર કરી તથા સોગનો ખાઇ તે કરાર અને સોગનોના બદલામાં દુન્યાની ફાયદાની વસ્તુ હાસીલ કરે છે તે, તે લોકો છે કે, એમને આખેરતમાં કાંઇ મળશે નહિં, તે શિવાય અલ્લાહ મીયાં તેમનાથી કલામ પણ કરશે નહિં, તેમની તરફ રહમતની નઝરથી જોશે નહિં, ગુનાહોથી પાક કરશે પણ નહિં તેમજ તેમના માટે સખ્ત તકલીફ આપનાર અઝાબ છે. વળી તીરમીઝીના અબવાબે શહાદતમાં છે કેઃ—

ان النبی صلعم قام خطيبا فقال ايهاالناس عدلت شهادة الزور اشراكا بالله ثم قرء رسول الله صلعم فاجتنبوا الرجس من الاوثان واجتنبوا قول الزور—

તેહકીક કે, નબી (સલ૦) ઉભા થઇ ખુત્બો પઢતા હતા ત્યારે ફરમાવ્યું કે, હે લોકો! જુઠી શાક્ષીને અલ્લાહના સાથે શીર્ક કરવા બરાબર કરેલી છે. પછી આયત બયાન કરી રસુલુલ્લાહ સલ૦ એ કે, નાપાકીથી બચો કે તે નાપાકી બુત છે, અને જુઠી વાતોથી પણ બચો. એટલે જુઠી શાક્ષી અને શીર્ક બન્ને ગુનાહમાં બરાબર છે. આ આયતો અને હદીસોથી જણાયું કે, જુઠી શાક્ષી અને ખોટા સોગનમાં ઘણોજ મોટો ગુનાહ છે. અલ્લાહ તઆલા તેને માફ કરશે નહીં અને બહુ ભારે અઝાબ કરશે. અલ્લાહ તઆલા એવા ગુનાહોથી બચાવે.

(૧૪) ચોદમી ખરાબી એ છે કે, ઔરતોનું સાટુ અને પઇસા લેનારાઓ એવા પણ હોય છે કે, જ્યારે ઔરતને તલાક મળી જાય અથવા તેનો ધણી મરી જાય તો ઇદ્દત પુરી થવા પહેલાંજ નિકાહ પઢીલે છે; અને તે એટલા માટે કે, બીજો કદાચ એનાથી વધારે કિંમત આપીને બઇરી લઇ જાય નહીં. આ નિકાહ ઇદ્દતમાં થયો એટલે તે બાતીલ અને ના જાયઝ અને હરામ છે. અલ્લાહ તઆલા સુરે બકરમાં ફરમાવે છેઃ—

ولا تعزموا عقدة النكاح حتىٰ يبلغ الكتٰب اجله

એટલે નિકાહ બાંધવાનો ઇરાદો ત્યાં સુધી ન કરો કે જ્યાં સુધી કિતાબનો હુકમ તેની આખર મુદ્દત સુધી પ્હોંચી જાય. મતલબ એ છે કે, અલ્લાહ તઆલાએ કુરઆનમાં જે ઇદ્દત મુકર્રર કરી છે તે જ્યાં સુધી પુરી ન થાય ત્યાં સુધી તમો નિકાહ કરવાનો ઇરાદો કરો નહીં; બલ્કે ખુલ્લી રીતે સગપણની વાત ઈદ્દતમાં કરવી પણ મના છે.

(૧૫) પંદરમી ખરાબી એ છે કે, કેટલાક લાલચુ લોકો ખોટી ફારગતી બનાવી તલાક ન આપ્યા છતાં પણ બીજી જગ્યાએ નિકાહ કરી આપે છે પછી આખી ઉમર ઝીનાકારી અને હરામની ઓલાદ થતી રહે છે. એક માણુસે પોતાના બનેવીને શરાબ પાઇને તલાકનામું પોતાની બ્હેનનું લખાવી લીધું અને પૈસા લઇને બીજી જગ્યાએ નિકાહ કરી દીધા. નઉઝોબિલ્લાહ! જુઓ! લાલચો શું શું કરાવે છે!!!

(૧૬) સોળમી ખરાબી ઉપર લખેલી ખરાબીઓમાંથી જે હરામ કતઇ છે તેને હલાલ જાણનાર કાફીર થશે અને તેનો નીકાહ પણ તુટી જશે, ઇબાદત કરેલી પણ બાતીલ જશે. અલ્લાહ તઆલા સુરે માયદામાં ફરમાવે છે.

ومن يكفر بالايمان فقد حبط عمله وهو فى الاخرة من الخسرين—

એટલે જે માણુસ ઇમાનની વાતોના સાથે કુફ્ર કરે તો તેહકીક તેના અમલ બાતીલ થઈ ગયા અને તે માણુસ આખેરતમાં નુકસાન મેળવનારા-ઓમાં હશે, એટલે હલાલને હલાલ કેહવું અને હરામને હરાણ જાણવું તે ઇ-માનની વાતોમાં છે તો જે માણુસે હલાલને હરામ જાણ્યું અને હરામને હલાલ સમજે તો તે કાફીર થઇ ગયો, તેના નેક અમલ બાતીલ અને નકામા થઇ ગયા અને તેજ માણુસ કીયામતના દિવસે નુકસાન ઉઠાવવાવાળાઓમાં હશે. માટે હે મારા ભાઇઓ! આંખો ખોલીને હોશીઆર થાવ અને કાફીરોના રિત રિવાજોને છોડી દો, અલ્લાહ તઆલાથી ડરો, તેની અને તેના રસુલની પૈરવી કરો દુન્યાની થોડીક લાલચ માટે આખેરતને બરબાદ ન કરો, લોકોથી પણ શરમ રાખો અને આવા નીચ કામોથી દુર રહો.

અલ્લાહ તઆલા સર્વે મુસલમાનોને એવા કામોથી બચાવે અને નેક તોફીક અતા ફરમાવે આમીન.

وصلى الله تعالىٰ على خير خلقه سيدنا محمد
وعلىٰ اله واصحابه اجمعين—

મુ. નુરમોહંમદ હાજી મહંમદ હુસેન હરદેવાસણાવાળા
તાલેબુલ ઇલ્મ મદરેસા ઇસલામીયા અરબીયા શેહેર પાલનપુર.

---

ગાફિલ દીનકી બાત સુન, હે આકબત કેરા કામ રે,
હે આકબત કેરા કામ;
જો દુન્યા ચાવે દીનમાં, ના આવે કામ રબ નામ રે,
ના આવે કામ રબ નામ.

*  *  *  *

દીન દુન્યાસુ હૈ જુદા, સુન તુ ગાફીલ બાત રે,
સુન તુ ગાફીલ બાત;
દોમાં એકજ ચાહેસી, પાવે તેરી જાત રે,
પાવે તેરી જાત.

*  *  *  *

મુમન ચાવે દીનકુ, સો આકબત કેરે કામ રે,
સો આકબત કેરે કામ;
જે દીનમાં દુની ચાવે સહી, વે મુનાફીક કેરા નામરે,
વે મુનાફીક કેરા નામ.

*  *  *  *

રબ જેને સહીકર જાનીયા, નહી ઓસે દુનીકી આસરે,
નહી ઓસે દુનીકી આસ;
વે ઉમ્મતી હોને નબીકા, રેસી આપ મન દાસ રે,
રેસી આપ મન દાસ.

(હ૦ પીર મશાયખ)

# આદતો સુધારવાનું બયાન.

الحمدلله رب العلمين والصلوة والسلام على سيدالمرسلين وعلى
اله و اصحابه واتباعه اجمعين- اعوذبالله من الشيطن الرجيم- بسم الله
الرحمن الرحيم- يا ايها الذين امنوا ادخلو فى السلم كافة ولا تتبعوا خطوات
الشيطان- انه لكم عدومبين-

અલ્લાહ તઆલા ફરમાવે છે કે, હે ઇમાનવાળાઓ અલ્લાહની તાબેદારી કરો અને એના હુકમના સામે સર ઝુકાઓ, તમારામાંથી કોઇ બાકી ન રહી જાય, તમો બધા સાથે સર ઝુકાવવામાં દાખલ થઇ જાવ, શૈતાનના વસવસાઓ અને તેના તરીકાની પૈરવી ન કરો; બેશક એ તમારો ખુલ્લો દુશમન છે. આ જગ્યાએ અલ્લાહ તઆલાએ બધા મુસલમાનોને હુકમ કર્યો છે કે, ઇસ્લામના હુકમપર સર નમાવો. એથી આપણુને ઝરૂરી છે કે આપણા બધા કારોબાર અને મામલાઓ સંભાળીને કરવા જોઇએ. શરેહના ખિલાફ ન થવા દેવા જોઇએ. જે વાતો શરેહના ખિલાફ હોય એને છોડી દઇ, શૈતાનની તાબેદારીથી મુંહ મોડી ખુદાની તરફ ઝુકી જવું જોઇએ. કેમકે, અલ્લાહ તઆલાએ બતાવી દીધું છે કે, શૈતાન તમારો ઉઘાડો દુશમન છે, માટે એના મકરો ફરેબ અને બેહકાવવાથી બચવું જોઇએ. એ આપણુને તરાહ તરાહથી બેહકાવી ખુદાથી દુર કરવાની કોશેશ કરે છે જેમકે; આજકાલ અમારી કોમના ઘણા લોકોની અને ખાસ કરીને નૌજવાનો અને બચ્ચાઓની કેવી કેવી આદતો અને હાલતો બદલી ગઇ છે અને શરેહના ખિલાફ થઇ ગઇ છે તેમાંથી થોડીક નમુના માટે અર્ઝ કરૂં છું. કેટલાક દારૂ પીવા, જુઆ ચોસર ખેલવા અને ઘોડાની શરતો કરવામાં ડુબી ગએલા છે અને તે વાતો શરીઅતમાં સખ્તાઇ સાથે મના કરવામાં આવેલી છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, હે ઇમાનવાલાઓ! શરાબ અને જુગાર, બુત અને પાસાઓ બધા નાપાક છે એટલે ખરાબ અને બુરી ચીજ છે. જેવી ઇન્સાનને નાપાકીથી નફરત હોય છે એવી એનાથી હોવી જોઇએ અને તેથી તમે આ બધી ચીજોથી બચો તો તમોને નજાત અને છુટકારો મળશે.

શૈતાન તહકીક એવોજ ઇરાદો કરે છે કે, તમારામાં એક બીજા સાથે અદાવત, નારાઝગી અને જુદાઇ કરી દે. શરાબ અને જુગાર યાને તમોને એવી ચીજોમાં મશગુલ કરીને તમારામાં દુશમની ઝઘડો અને લડાઇ કરાવે. તમોને ખુદાની યાદથી અને નમાઝથી રોકી દે. ત્યારે શું તમો હવે આવી બુરી વાતો

છોડશો કે નહિ? આ જગ્યાએ શરાબ અને જુગારનું કેટલું નુકસાન અને બુરાઇ ઝાહેર થઇ? મીશકાત શરીફમાં છે કે, રસુલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું છે કે, અલ્લાહ તઆલાએ શરાબના ઉપર અને તેના પીવાવાળા ઉપર તેમજ તેના પાવાવાળા ઉપર, વેચવાવાળા ઉપર, ખરીદવાવાળા ઉપર, તેના નીચોડવાવાળા ઉપર, નીચોડાવવાવાળા ઉપર અને જેના માટે લઇ જાય છે તે સઘળાઓ ઉપર લાનત કરી છે. રિવાયત કરી તેને અબુ દાઉદ અને ઇબ્ને માજાએ. અને તીરમીજી તથા ઇબ્ને માજાની બીજી રિવાયતમાં જેના માટે શરાબ ખરીદયો તેના ઉપર અને તેની કીંમત ખાવાવાળા ઉપર લાનત આવી છે. આથી શરાબની ખરાબી કેટલી બધી ઝાહેર થઇ! તેના શીવાય શરાબ, જુગાર, શરત વીગેરેમાં હઝારો લાખો રૂપીયા ઉપર પાણી ફરી જાય છે. બધો માલ અને દૌલત માટીમાં મેળવી ભીખારી થઇ હાથ મસળતો, માંથુ અને છાતી કુટતો રહી જાય છે. હે ભાઇઓ! તમોને આવી મુસીબતમાં કોણે નાંખ્યા? શરીઅતે તો તમારી ઘણી ફીકર કરી તમોને આવા કામોથી બહુ રોકયા હતા અને તમારા માટે હરામ કર્યાં હતા પણ તમો તો એ વાતો ન સાંભળી તેથી આજ તમો આવી હાલત ઉપર પહોંચી ગયા છો.

શતરંજ, ગંજીફા, ચોસર અને પતંગ વીગેરેમાં વખત કાઢે છે તો સમજી લેવું કે ઉપર આયતમાં શરાબ અને જુગાર હરામ થવાનું એ કારણ બતાવ્યું છે કે, શૈતાન એમ ચાહે છે કે, તમારામાં એક બીજા સાથે દુશમની પેદા કરે અને તમોને અલ્લાહતઆલાની યાદ અને નમાઝથી દુર કરે તો, એવી અસર જે ચીઝમાં હશે તે ચીજ હરામ થશે. ત્યારે આથી શેતરંજ, ગંજીફા, ચોસર અને પતંગ ઉડાવવું એ બધી વાતોનો હુકમ માલુમ થઇ ગયો કેમકે, આ બધા કામોમાં એવું દીલ લાગે છે કે અલ્લાહની યાદ અને નમાઝથી બિલકુલ ગફલત થઇ જાય છે અને આ કામોના સબબથી ઘણું કરીને ગાળમ ગાળો, રંજ અને કજીયા, વળી કોઇ વખત મારામારીનો વખત પણ આવી જાય છે, પછી હવે એના હરામ થવામાં શું શક રહયો?

એક ખરાબી આપણા લોકોમાં આ છે કે હુકકો, સીગારેટ, તંબાકુ પીએ છે અને પાનોમાં ખાય છે અને તેમાં પણ ઘણી ખરાબીઓ છે. એક તો એ કે, એમાં જે માલ ખરચ થાય છે તે ફુઝુલ ખર્ચી છે, અને બેફાયદા ખરચ કરવાવાળાઓને અલ્લાહ તઆલાએ શેતાનના ભાઇ અને ના શુક્રી કરવાવાળા ફરમાવ્યા છે. બીજુ એ છે, એનાથી બદનને પણ નુકશાન પહોંચે છે, દિલ અને દિમાગને બરબાદ કરે છે, હોશો હવાસને નકામો કરી દે છે અને ઘણી મોટી મોટી બીમારીઓ અને નુકશાન ઉત્પન્ન કરે છે. ત્રીજી વાત આ છે કે, હુકકા

બીડીના કારોબારમાં નમાઝથી પણ ગફ્લત થઇ જાય છે. ચોથી વાત એ છે કે, એનાથી મ્હોંઢામાં બદબુ–ખરાબ વાસ આવે છે જેનાથી ઇન્સાન અને ફરીસ્તાઓને તકલીફ થાય છે. જેવું કે, રસુલુલ્લાહ સલ૰ એ ફરમાવ્યું કે, જેણે આ બદબોદાર ઝાડ એટલે કાચુ લસણ અને ડુંગળી ખાધી હોય એને બિલકુલ હમારી મસ્જીદના પાસે ન આવવું જોઇએ. કેમકે; ઇન્સાનને જે ચીજથી તકલીફ થાય છે એનાથી ફરીસ્તાઓને પણ તકલીફ પહોંચે છે રિવાયત કરી એને બોખારી અને મુસ્લીમે. એ માટે બીડી, સીગારેટ, હુકકો, તંબાકુ એ બધી ચીઝો છોડવી ઝરૂરી છે કેમકે; આ બધી ચીજો મસ્જીદથી રોકવાવાળી છે. કેટલાકો કોગળા કરીને મસ્જીદમાં આવે છે અને પોતાના દિલમાં એમ સમજે છે કે, મ્હોંઢાની બદબુ મટી ગઇ છે પરંતુ જોવા જાવતો એટલી બધી બદબુ હોય છે કે, બીજાઓના દિમાગ પણ પરેશાન થઇ જાય છે અને મસ્જીદમાં જાવાનો વખત ન હોય છતાં દરેક માણુસના સાથે ફરીશ્તાઓ હોય છે એમને પણ તકલીફ થાય છે એ માટે આ બધુ છોડી દેવું જોઇએ.

એક ખરાબી એ છે કે બચ્ચાઓ અને નૌજવાનો બલ્કે શાદીઓમાં તો મોટાંઓ પણ દારૂખાનું ફટાકડા વીગેરે છોડે છે જેમાં ફુઝુલ ખર્ચી અને માલની બરબાદી થાય છે, જેની બુરાઇ આગળ આવી ગઇ છે. વળી આ કામોથી ઘણા વખત હાથ પગ બળી જાય છે બલ્કે જાનથી પણ મરી જાય છે, બીજાઓના ઘર, માલ અને સામાન પણ બળીને ખાક થઇ જાય છે. આ કેટલી બધી ખરાબી છે જેને અકકલ અને શરેહ પણ રોકે છે. વળી દારૂખાનું ફોડી એના ઉપર રાજી થવું અને મોટાઇ કરવી એ કેવી ખરાબી છે? (નઉઝોબિલ્લા મિન ઝાલીક)

એક ખરાબી તેવાઓમાં આ પણ છે કે, નકામા કિસ્સા, નાટકો, નોવેલો વીગેરે જુએ છે. એમાં પણ ખુદાની યાદથી અને નમાઝથી ગફ્લત થાય છે અને માલની બરબાદી થાય છે. વળી કિસ્સાઓ વીગેરે જોવાથી બુરા ખ્યાલ અને બુરી આદતો પેદા થાય છે અને દુન્યા તેમજ આખેરત બરબાદ કરે છે એ માટે એનાથી બચવું ઝરૂરી છે.

એક આદત એ છે કે, લાલ પીળી ટોપીઓ અને સદરીયાઓ અને રેશમી લુગડાં છોકરાઓ અને આદમીઓ પહેરે છે જે માટે ફિકાહની કિતાબોમાં લખેલું છે કે, મરદોને માટે લાલ પીળો લીબાસ પેહરવો હરામ છે. હદીસ શરીફમાં કિયામતની નીશાનીઓમાં એક નીશાની આપણ બતાવેલી છે કે, મરદ લોક રેશમ પેહરવા લાગશે અને એના ઉપર સખતમાં સખત અઝાબ નાંઝીલ થવાનો ઝીક્ર છે. વળી એક આદત અમારા લોકોમાં એ પણ છે કે, ચાંદી સો-

નાનો ઉપ્યોગ મરદ લોક કરે છે જેમકે; અંગુઠી, ઘડીયાલ, અથવા એનો અછોડો, બટન વીગેરે. તો સમજવું જોઇએ કે, સોનું અને ચાંદી પેહરવું મરદો માટે તેમજ છોકરાઓ માટે હરામ છે. જો છોકરાઓ ઉમર લાયક ન હોય અને પેહરે તો તેનો ગુનાહ પેહરાવવાવાળાઓ ઉપર છે અને જો ઉમર લાયક હોય તો બંને ઉપર ગુનોહ થશે. ફિકાહ અને હદીસની કિતાબોમાં વિચાર કરીને જોવાથી આ બધી ચીજોની મનાઇ આવેલી જણાશે; પરંતુ આ ચીજોમાંથી ચાંદીની અંગુઠી જ્યારે સાડાચાર માશાથી ઓછી હોય તો જાયઝ છે.

એક આદત અંગ્રેજી વાળ માંથા ઉપર રખાવવા અને ડાઢી કતરાવવી અથવા મુંડાવવાની છે, તો સમજવું જોઇએ કે, ફિકાહ અને હદીસની કિતાબોમાં એક મુઠ્ઠીથી ઓછી ડાઢી રાખવાની મનાઇ લખેલી છે; અને સખ્ત તાકીદ આવેલી છે કે, ડાઢીને વધારો અને મુછોને કતરાવો. ત્યારે ડાઢીને મુંડાવવી અથવા કતરાવવી અને મુછોને વધારવી મુશરીકો અને કાફીરોની આદત છે, તે કામ મુસલમાનોનું નથી. અંગ્રેજી વાળ રખાવવા તે સાફ અંગ્રેજોની મુશાબેહત છે. મુસલમાનોને બીજી કોમની મુશાબેહત કરવી અને એમના જેવી શીકલ બનાવવી અથવા એમના જેવા લુગડાં પેહરવા તે કેટલી બધી બેશર્મી અને બેગયરતીની વાત છે? હદીસ શરીફમાં પણ એની સખ્ત મનાઇ આવેલી છે.

ભલા વિચાર કરવાની વાત છે કે, અલ્લાહ તઆલાએ આપણ સર્વેને ઇસ્લામની ઇઝઝત આપી ત્યારે આપણે આપણા હાથથી ઇસ્લામના રસ્તાઓને છોડી બીજાઓના રસ્તા, રસમ અને રિવાજ પસંદ કરી ખરાબ અને બે આબરૂ થઇએ એ કેટલુ ખોટું ગણાય?

ભાઇઓ! હું આ બયાનને ઘણુંજ મુખ્તસર કરી બયાન કર્યું છે. હવે આપણને ઝરૂરી છે કે, આ વાતો ઉપર ધ્યાન રાખીએ અને બધા મળીને ઇસ્લામના હુકમો ઉપર ગરદન ઝુકાવીએ. અલ્લાહ તઆલા આપણ બધાઓને ઇસ્લામ ઉપર મઝબુત રાખે. આમીન.

وصلی اللہ تعالیٰ علیٰ خیر خلقہ سیدنا محمد
وعلیٰ آلہ واصحابہ اجمعین—

**મુમન વલીમહંમદ અલીમહંમદ હુકા જસલાણીવાળા**

તાલેબુલ ઇલ્મે મદરેસા કમાલપુર.

# નેક લોકોની સોહબતનું બયાન.

الحمدلله رب العلمين والصلوة والسلام على سيدالمرسلين وعلى اله و اصحابه واتباعه اجمعين- اعوذبالله من الشيطن الرجيم- بسم الله الرحمن الرحيم- واصبر نفسک مع الذين يدعون ربهم بالغداوة والعشى يريدون وجهه ولا تعد عينک عنهم تريد زينة الحيوة الدنيا ولا تطع من اغفلنا قلبه عن ذكرنا واتبع هواه وكان امره فرطا-

આ આયત શરીફ ઉતરવાનો સબબ તફસીરોમાં એમ લખેલ છે કે, કાફીરોમાં જે સરદાર અને કોમના આગેવાન મોટા લોકો કહેવડાવતા હતા તે લોકો રસુલુલ્લાહ (સલ૦)ની પાસે અર્ઝ કરી કે, આ હલકા લોકો યાને ગુલામ ગરીબ અને મુફલીસ મુસલમાન લોકો આપના પાસે બેસે છે તે લોકો આપના પાસે ન બેસે તો અમો લોકો આપની ખીદમતમાં આવ્યા કરીએ અને આપના પાસે બેસી દીનની વાતો સાંભળીએ. મતલબ કે એમની ગરઝ એ હતી કે, અમો લોકો દુન્યાના મોટા કહેવરાવીએ છીએ તો આવા ગરીબો અને મુફલીસો પાસે બેસવાથી હમારી બેઇઝઝતી અને હલકાઇ થાય છે તે વખતે ઉપરની આયત ઉતરી કે, હે મોહંમદ (સલ૦)! તમો પોતાની ઝાતને એ લોકો સાથે રોકી રાખો કે જે લોકો સવાર અને સાંજ એમના પરવરદિગારને-ખાસ પરવરદિગારની રઝા મેળવવા સારૂ-પોકારે છે, તમે એ લોકોથી તમારી આંખો દુન્યાની શોભાના કારણે ન ફેરવો અને તમો એ માણસની વાત ન માનશો કે જેના દિલને અમો હમારી યાદથી ગાફીલ કરી દીધો છે અને તે પોતાની ઇચ્છાની તાબેદારી કરે છે અને તેનુ કામ શરીઅતની હદથી વધી ગયું છે.

હવે હે ભાઇઓ! પુરૂં ધ્યાન આપો કે, હઝરત મોહંમદ મુસ્તુફા (સલ૦) કે જેઓ બન્ને જહાનના સરદાર અને સઘળા નબીયોના સરતાજ છે તેમના માટે અલ્લાહ તઆલાએ કયા લોકોની સોહબત અને સાથ રહેવું પસંદ ફરમાવ્યું અને કયા લોકોથી દુર રહેવાનું ફરમાવ્યું. ત્યારે આજ કાલના લોકોને જુઓ કે, કેટલાએક લોકો પોતાને દીનના આગેવાન અને પીરો મુરશિદ બતાવે છે તેમજ પયગમ્બર (સલ૦)ની ઔલાદમાં હોવાનો દાવો પણ ધરાવે છે અને એવા કામો કરે છે કે, જેનાથી સાફ જણાઇ આવે છે કે તે તેમના બુઝુર્ગોની નાફરમાની કરનાર અને કપુત અવલાદ છે. તેમના સાથીઓ અને સંગાથે બેસનાર બદદીન લોકો રાત દહાડો અલ્લાહની ઇબાદત તો શું કરે પણ સહી રીતે કલમો

પણ આવડતો ન હોય એવા લોકોને પોતાના પાસબાન બનાવે છે અને તેમની ખાતરદારી કરે છે. નથી ખુદાથી શરમાતા કે નથી રસુલ (સલ૦)થી, બસ પૈસા લુટી દુન્યાની ઝીનત, શોભા અને મઝા ઉડાવવામાં તેમજ દુન્યાની મોટાઇમાં પોતાની ઉમર બરબાદ કરવામાં લપટાયલા રહે છે. શું આવા લોકો અલ્લાહવાળા અને નેક લોકોની ગાદીના વારસ થઇ શકે છે?

હવે આવાઓની સોહબતમાં રહેવું અને એમની પૈરવી કરવી દીન ઇમાનને બરબાદ કરવું અને અલ્લાહ રસુલને નારાઝ કરવું નથી તો બીજું શું છે? મીશકાત શરીફમાં અબુ સઇદ (રદી૦)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું:—

لا تصاحب الا مؤمنا ولا يا كل طعامک الا تقى رواه الترمذى
وابو داؤد والدارمى

એટલે પુરા ઇમાનવાળાના શીવાય બીજાના સાથે બેસવું નહી અને તારી કમાઈ પરહેઝગારના શીવાય બીજું કોઇ ખાય નહી. એનાથી જણાયું કે, અમો આવા જાહીલ અને બદદીન પીરોને પૈસા આપીએ અને ખાસકરીને જયારે અમારે પઇસા આપવાથી એમની બદદીની વધુ થતી હોય તો, આ હદીસ એવાઓને પઇસા આપવાની ના પાડે છે. એવાઓની મોહબ્બત અને મદદથી દુર રહો નહીંતો એ મોહબ્બત ન તો તમને દુન્યાનો રહેવા દેશે ન આખેરતનો. મીશકાત શરીફમાં અબુ હુરૈરા (રદી૦)થી રિવાયત છે કે, ફરમાવ્યું રસુલુલ્લાહ (સલ૦)એ કે:—

والمرء على دين خليله فلينظر احدكم من يخالل رواه احمد
والترمذى و ابوداؤد والبيهقى في شعب الايمان

એટલે માણુસ પોતાના દોસ્તના દીન ઉપર રહે છે તો સોચી વિચારીને દોસ્ત બનાવે કેમકે, સાથીના દીનનો અસર તેનામાં ઝરૂર આવે છે માટે દીનદાર માણુસનોજ સાથ કરવો જોઇએ અને બદદીન માણુસની સોહબતથી વેગળા રહેવું જોઇએ; નહીંતો પોતે પણ બદદીન થઈ જવાનો.

અલ્લાહ તઆલા ફરમાવે છે કે:—

يا يها الذين امنوا اتقوا الله وكونوا مع الصادقين

એટલે હે ઇમાનવાળો! અલ્લાહ તઆલાથી ડરો અને સાચા લોકોના સાથ રહો. આ આયતથી જણાઇ આવ્યું કે, જે લોકો તકયાના નામથી જુઠ બોલ્યા કરે છે એ લોકોનો સાથ ન કરવો જોઇએ; કેમકે બુરી સોહબતથી બુરો અસર

પેદા થાય છે. જુઓ! હ૦ નુહ નબી (અલે૦)નો બેટો બુરી સોહબતના લીધે અલ્લાહ તઆલાના અઝાબમાં સપડાઇ ગયો તેનો હાલ અલ્લાહ તઆલા કુર-આન શરીફમાં ફરમાવે છે કે:—

وهى تجرى بهم فى موج كالجبال ونادى نوح ابنه وكان فى
معزل يبني اركب معنا ولا تكن مع الكفرين

નુહ (અલે૦)ની કીશ્તી ડુંગરાઓ જેવી પાણીની મોજોમાં ચાલતી હતી અને નુહ (અલે૦) પોતાના ફરઝંદને જે એમનાથી વેગળો હતો પોકાર્યો કે, હે મારા દીકરા! મારા સાથે કીશ્તીમાં સવાર થઇ જા અને કાફીરોનો સાથ મત કર. પરંતુ તેમના બેટા ઉપર બુરી સોહબતનો એટલો અસર થઇ ગયો હતો કે નજરના સામે ડુંગરાઓ જેવી પાણીની મવજો અને ભયંકર તોફાન જોતો હતો છતાં તેના પર જરાપણ અસર થઇ નહી અને બેપરવાઇથી પોતાના બાપને જવાબ આપ્યો કે:—

قال ساوى الى جبل يعصمنى من الماء

હું તો હમણા કોઇ ઉંચા ડુંગર પર ચઢી જઇશ જે મને બચાવી લેશે.

قال لا عاصم اليوم من امر الله الا من رحيم

નુહ (અલે૦)એ ફરમાવ્યું કે, આજના દીવસે ખુદા તઆલાના અઝાબથી કોઇ બચાવી શકે તેમ નથી પરંતુ જેને ખુદા તઆલા પોતાની રહમતથી બચાવે તેજ બચી શકે છે.

وحال بينهما الموج فكان من المغرقين

બાપ બેટો એ વાતચીતમાંજ હતા કે, પાણીની એક એવી મવજ આવી કે, એ બેટો પોતાના બુરા સોહબતીઓ સાથે ડુબીને જહન્નમમાં ગયો. અફસોસ! સદ અફસોસ!! આવી બુરી સોહબત ઉપર. આ બનાવથી ભારે ઇબરત અને નસીહત લેવાની છે. કોઇ કેહનારે સાચુંજ કહયું છે કે:—

مار بد جانت ستاندای سلیم   یار بد آرد سوي نار جحیم

એટલે ઝેહરીલો સાંપ તો ડસીને જીવ લઇને રહી જાય છે પરંતુ બુરો દોસ્ત તો જહન્નમ સુધી પહોંચાવે છે.

વ્હાલા બિરાદરો! બુરી સોહબતનો અસર એવો ખરાબ છે કે, અગર માણસ પોતાના દોસ્ત સાથે બુરાઇમાં સાથી ન થાય અને બુરાઇથી વેગળો રહે છતાં પણ એના સાથે દોસ્તી અને મેળજોલ રાખવાથી ખરાબીમાં પડી જાય

છે. જેવું કે, મીશકાત શરીફમાં છે કે, જ્યારે બની ઈસરાઇલ ખરાબીમાં ગયા તો એમના આલેમોએ એમને બુરાઇથી રોકયા પરંતુ તે રોકાયા નહી અને એ આલેમોએ એમના સાથે એમની બેઠકોમાં બેઠક રાખી તેમજ તેમના સાથે ખાવા પીવામાં ભેગા રહ્યા જેથી તે બદકારોની સોહબત અને મેલ મેલાપનો નતીજો એ આવ્યો કે, એમના સબબથી અલ્લાહ તઆલાએ તે આલીમોના દીલોને મુર્દા બનાવી દીધા એટલે એ પણ કાળા દિલના અને ગુમરાહ થઇ ગયા. પછી અલ્લાહ તઆલાએ હઝરત દાઉદ (અલે૦) અને હઝરત ઇસા (અલે૦)ની ઝબાનથી એમના ઉપર લાનત કરી તે આ બધો વબાલ એમની નાફરમાની અને ઇસ્લામની હદથી વધી જવાના કારણે થયું. મજકુર હદીસ બયાન કરતી વખતે રસુલુલ્લાહ (સલ૦) ટેકો લગાવી બેસેલા હતા, પછી આપ એટલું બયાન કરી ટેકો મુકી સીધા બેસી ગયા અને ફરમાવ્યું કે, કસમ છે એ ઝાતની કે જેના કબઝામાં મારો જીવ છે–તમો પણ છુટકારો નહી પામો જ્યાં સુધી કે, સારી રીતે પુરી કોશીશથી બુરાઇઓથી નહી રોકાશો એટલે: એ લોકોને જે કોઇ રીતથી પણ થઇ શકે બુરાઇઓથી રોકો, અને જ્યારે રોકવાથી પણ ન રોકાય તો તમો એમનાથી બેપરવાહ થઇ જાવ, એમના સાથે મેળાપ ન રાખો, બુરાઇઓથી રોકતા રહો, ભલી વાતો એમને બતાવો, હક વાતના તરફ ઝુકાઓ અને બુરાઇઓથી બચાવવા એમનો હાથ પકડો. અગર તમો એવું ન કરશો તો તમારા ઉપર પણ અલ્લાહની લાનત થશે. આ રિવાયત અબુ દાઉદમાં છે. આ રિવાયતથી જણાઇ આવ્યું કે, બુરાઇઓમાં ભાગ ન લઇએ તોપણ એમની સોહબતથી વબાલમાં આવી જઇએ.

ખરી રીતે ધ્યાન કરી જોઇએ તો, બુરા લોકોની સોહબતમાં રહી બુરાઇઓથી બચવુંજ મુશકેલ છે ત્યારે એવા લોકોની સોહબતમાં રહી એમનુ ખાય પીએ તો પછી શું તેમને ખાક નસીહત કરી શકે? કેહવત છે કે, "જેનું ખાય તેનું ગાય." એના માટેજ રસુલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું કે, કેટલાએક લોકો મારી ઉમ્મતમાંથી એવા થશે કે, દીનનું ઇલ્મ હાસીલ કરશે, કુરઆન પઢશે અને લોકોને કહેશે કે, અમો અમીરોના પાસે એ કારણથી જાવ આવ કરીએ છીએ કે, એમનાથી દુન્યાનો ફાયદો હાસીલ કરીએ, અમો અમારા દીનને એ લોકોથી બચાવી રાખીશું એટલે અમારી દીનદારીમાં અમીરોની સોહબતથી નુકસાન નહી આવવા દઇએ. હ૦ પયગમ્બર (સલ૦)એ ફરમાવ્યું કે, આવું કદી થઇ શકશે નહી કે એમની સોહબતમાં રહી દીનદારીમાં ફરક નહી આવે. જેવી રીતે કતાદ (એક કાંટાવાળું ઝાડ કે જેના પર ફળ આવતા નથી તે)ના ઝાડથી કાંટા શીવાય બીજું કશું ફળ લઇ શકો તેમ નથી તેવીજ રીતે અમી-

રોની સોહબતમાં રહીને ગુનાહ અને બુરાઇઓના શીવાય બીજુ કશું મળી શકતું નથી. આ હદીસ ઇબ્ને માજામાં છે. અને રસુલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું કે, નેક સાથી અને બુરા સાથીની મીસાલ એવી છે કે, જેવી કસ્તુરીના રાખનાર અને ધમણના ફુકનારની સોહબત. કસ્તુરીવાળા પાસે બેસવાથી ખુશબો મળે અને ધમણ ફુકનાર પાસે બેસવાથી ખરાબ વાસ આવે તેમજ કપડા બાળે. આ હદીસ મીશકાતમાં છે. રસુલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું કે, દરેક બાળક દીન ઇસલામની હાલત ઉપરજ પેદા થાય છે પછી તેના માબાપ તેને યાહુદી બનાવે કે, નસરાની કે મજુસી. આ હદીસ મીશકાતમાં છે. આ હદીસથી જણાઇ આવ્યું કે, દરેક માણસ દીન ઇસ્લામના તરીકા ઉપરજ પેદા થાય છે પણ તેના મા બાપ જે દીનપર હોય તે તેમની સોહબતના લીધે તે દીનની અસર બચ્ચા ઉપર થાય છે. માટે બદદીન મા બાપની સોહબતમાં રહેવાથી દીન અને આખેરતનુ નુંકસાન થાય તો એ સોહબતથી પણ વેગળું રહેવું જોઇએ.

હે મારા ભાઇઓ! આ મઝમુનથી સારી રીતે જાણવામાં આવ્યું કે, નેક સોહબત ઇખ્તેયાર કરવામાં દુન્યા અને આખેરતનો સુધારો છે અને બુરી સોહબતથી દુન્યા તેમજ આખેરતની બરબાદી છે. જુઓ, અમારી કોમના કેટલાક બચ્ચાઓ આજકાલ આઝાદ અને બદમાશોની સોહબતમાં રહીને કેવી હાલત થઇ છે કે, નમાઝ રોઝાથી ગાફીલ અને શરાબખોરી અને જુગારબાઝીમાં શામીલ. ચોસર, ગંજીફા, હરામકારી અને સીગારેટ બીડીમાં મસ્ત. ગાળો બોલવી, ડાઢી મુંડાવવી વીગેરે હઝારો ખરાબીઓમાં પડી ગયા છે. આથી અમાંરે એનો જલ્દ ઇલાજ લેવો જોઇએ. એનો ઇલાજ એજ છે કે, બુરી સોહબતથી દુર થઇ નેક સોહબત ઇખ્તેયાર કરીએ. ખુદા તઆલા અને રસુલ (સલ૦)ની પૈરવી કરીએ. તે વગર સુધારો થવો બહુ મુશકીલ છે.

હવે હું આ મઝમુન ખત્મ કરૂં છું. અલ્લાહ તઆલા સઉ ભાઇઓને નેક સોહબત નસીબ કરે અને ગુમરાહ કરનાર સોહબતથી દુર રાખે. આમીન.

وصلی الله تعالیٰ علی خیر خلقه سیدنا محمد
وعلی اله واصحابه اجمعین—

**મુમંન ઇબ્રાહીમ વઝીરૂદ્દીન ઢુકા–સેધણીવાળા.**
તાલેબુલ ઇલ્મે મદરેસા–ગામ કાલેડા

---

**સુન સુન ભાઇ એ દીનકે મેરે રે,**
**નસીઅત સુનને લીજો સવેરે રે.**

વાસ્તા રબકા જો મન લાહો રે,
બંદે સંગ તો પીત કરાહો રે.

બંદેસુ હોવે જો દીનકા કામા રે,
તો ઉસે મિત્ર કહો નામા રે.

ભી કુછ હોવે કામ હકકાની રે,
તો કરો ઉસસુ પીત નીશાની રે.

દેખો દુની કામે પીત ના કીજે રે,
નિત ચિંતા મન માંહી દીજે રે.

*    *    *    *

સુન સુન ખુબી એ મન ચાહો રે,
દુનીકે ઢંગે પીત ન લાહો રે.

દુનીયાકે ઢંગુ નેહ ન બાંધો રે,
નિત નિત દીનસૂ નેહ સાંધો રે.

મુમન દોઝખ સેતી હે ડરના રે,
વે ડર બહોત હય મન ધરના રે.

*    *    *    *

ઓર જો મન માંહે આવે બાતી રે,
દીન થકી જે જુદા હે કરાતી રે.

એ સોચ સેતી દીલ આપ નઠાહો રે,
વે બાત દીલથી દુર કરાહો રે.

એ સહી બુજો ઇમાનકી રીતા રે,
સુન સુન દીનસુ કરો પીતા રે.

(હ૦ પીર મશાયખ રહે૦)

# હક રસ્તામાં રૂકાવટ નાંખનાર શૈતાની ફરેબો.

કરોડો કરોડ શુક્ર અલ્લાહ રબ્બુલ આલમીનનો કે, તેણે પયગમ્બરોને મોકલી કિતાબો ઉતારીને ઇન્સાનના દુશમન નફ્સ તેમજ શૈતાનના ફરેબોથી બચાવ્યા. અલ્લાહ તઆલાએ પોતાના ફઝલો કરમથી શૈતાનના ફરેબોના રસ્તા બતાવી તેનો ઇલાજ ઝાહીર કરી દીધો. લાખો કરોડો દુરૂદ અને સલામ હઝરત નબી મોહંમદ રસુલુલ્લાહ (સલ૦)ના ઉપર કે, આપના ઝરીએથી મુનાફીકો અને દુશમનોના ફરેબોથી અમોને વાકીફ કરી દીધા અને તેનાથી બચવાના રસ્તા પ્રગટ કરી દીધા. દરૂદ અને સલામ આપની આલ અને સર્વે અસ્હાબો ઉપર, ખાસકરી ચારો ખુલફાએ રાશેદીન (રદી૦) કે જેમણે દુન્યામાં ઇસ્લામના અહકામો જારી કરી શૈતાનના બાતીલ અને જુઠા રસ્તાઓને મીટાવવા પુરેપુરી કોશીશ કરીને દીનને મઝબુત કર્યું. અલ્લાહ તઆલા કુરઆન શરીફમાં સુરે લુકમાનના છેલ્લા રૂકુઅમાં ફરમાવે છે:—

يا يها الناس اتقوا ربكم واخشوا يوماً لا يجزى والد عن ولده ولا مولود هو جاز عن والده شيئاً- ان وعدالله حق فلا تغرنكم الحيوة الدنيا ولا يغرنكم بالله الغرور—

એટલે અય લોકો! અલ્લાહ તઆલાથી ડરો કે તે તમારો પેદા કરનાર અને પાલનહાર છે, તેમજ ડરો એ દહાડાથી કે જે દહાડામાં બાપ પોતાના પ્યારા પુત્રની કોઇ તકલીફ દુર કરી શકશે નહી, અને અવલાદ પોતાના બુઝુર્ગ બાપને કોઈ મુસીબતથી બચાવી શકે તેમ નથી. બેટો બાપના તરફથી બદલો આપીને તે દહાડે અલ્લાહના અઝાબથી બચાવી શકે તેમ નથી. અલ્લાહ તઆલાએ એ દહાડો આવવાનો વાયદો હક અને સાચો કરેલ છે. એ દહાડો ઝરૂર આવવાનો છે માટે તમોને દુનીયાની ઝીંદગી ફરેબોમાં નાંખી તે દહાડો ભુલાવી ન દે અને એ કીયામતના દહાડાથી ગફલતમાં નાંખી ન દે. અલ્લાહ તઆલાની દુનીયામાં પકડ ન થવાથી અને છુટ મુકવાથી એવા ફરેબમાં ન આવી જાય કે, અલ્લાહ તઆલા કિયામતના દિવસે પણ નહી પકડે! આ શૈતાનના ફરેબો છે, આવા ફરેબોથી બચો. શૈતાન ઇન્સાનનો દુશમન છે. ઇન્સાનને તરેહવાર જાત જાતના ફરેબો દઇ, ધોકામાં નાંખી અલ્લાહ તઆલાના રસ્તાથી રોકે છે માટે તેવા ફરેબોથી વાકીફ થઇ તેનાથી બચવું જોઇએ.

ખાસ કરીને અમારા મુમન ભાઇઓને દીન ઇસ્લામના હક રસ્તા ઉપર આવવાથી રોકવા માટે કેટલાક નવા નવા ફરેબો ઉત્પન્ન કરેલા છે કે જે ફરેબોમા ફસાઇ ગુમરાહીની રાહ પર કાયમ રહે અને હક રસ્તાને છોડી દે. મઝકુર ફરેબોમાંથી પહેલો ફરેબ એ છે કે, પીર ગમેતેવો હોય પરંતુ પીર જોઇએ. અને તે પીર આગલા પીરની અવલાદમાં જોઇએ, બીજો પીર થઇ શકે નહી. તેનો જવાબ કાન માંડી સાંભળો અને સમજો કે, પીર કોને કહે છે? દીનના આગેવાનને પીર કહે છે જે દીનને જાણે અને એના ઉપર અમલ કરે તેમજ બીજાઓને અમલ કરાવે. પીર કરવો એટલે ઉપર બતાવેલા દીનના વાકીફ આગેવાનની પેરવી કરવી અને તેને દીનની વાતો પુછી અમલ કરવું. પીર એ માટે કરવો પડે છે કે, દીનના આગેવાનને પુછયા વગર પોતાની મેળે જાણ્યા વગર અમલ કરશું તો શેતાનના ફરેબમા ફસાઇ જઇશું, તે સીવાય પીરથી બીજો કોઇ મતલબ નથી. પીર મશાયખ (રહે૦) ફરમાવે છે કેઃ—

પીર કરો દીન પુછન કાજા રે,
મત મન બુજો ઓર ઇલાજા રે.
દીન કાજ પીત પીરસુ કરની રે,
ઓર કુછ બાત ના મનમાં ધરની રે.
પીર કીએ દુરીજન હોવે દુરી રે,
એ મન રાખો આશા પુરી રે.
પીરસુ મત દુની કામ ચાહો રે,
સોચ ભી ના મન કુછ લાહો રે.

પીર મશાયખ (રહે૦)ના આ બયાનથી જાણી લીધું હશે કે, પીર દીન પુછવા માટે કરવો પડે છે બીજું કોઇ કારણ નથી; જેથી જે દીનના ઇલ્મથી પુરેપુરો વાકીફ ન હોય, શરીઅતના રસ્તાથી ઉલ્ટો ચાલે અને દીનના ઉપર પુરી રીતે કાયમ ન હોય તેને પીર કરી રાખવો નહી. તે પીર થઇ શકે પણ નહી. પીર એવો માણસ થઇ શકે કે જે દીનથી વાકીફ હોય. પોતે અમલ કરે અને બીજાઓને અમલ કરાવવાની કોશીશ કરે. પીર મશાયખ (રહે૦) કિતાબ તફસીરમાં ફરમાવે છે કેઃ—

પીરકી નીશાની યું ચંત દીજે,
હોકર ખાદીમ ઉસકે રહીજે.
ઇલ્મ ને આલમ પીર તો રે ચાહીએ,
વેસે પીર કુ પુછ કમાહીએ.

ભી હલીમી પીર ચાહીએ રે નીશાની,
સુન ભાઇ મુમન સુન રે ઇમાની.
સખાવત પીરકુ હય રે કરની,
એ ભી નીશાની મન માંહે ધરની.
ભી રે સબુરી ચાહીએ પીર માંહા,
હુઇ એ નીશાની જગ ગૅારજ તાંહા.

આ બયાનથી જણાઇ આવ્યું કે, જેમાં ઇલ્મ અમલ, હલીમી, સખાવત અને સબુરી હોય તેના તાબે રહીએ તેને પુછી દીન કમાવ્વું. અને જેમાં એ વાતો ન હોય તે હરગીઝ પીર બની શકે નહી, અને તેવો કોઇ પોતાને પીર કહેવરાવે તો તેને શયતાન સમજવો જોઇએ. મૌલાના રૂમ ફરમાવે છે કેઃ—

ای بسا ابلیس آدم روی هست    پس بهردستے نباید داد دست

એટલે કેટલાએક શયતાનો ઇનસાનની સુરતમાં છે તો એમના હાથ પર હાથ ન મુકવો જોઇએ. પીર મશાયખ (રહે૦) ફરમાવે છેઃ—

કાલા પીર ચરપટ રાખે આપ માંહા,
એ અઝાઝીલ કહીએ પીરજ નાંહા.
ઑાત નામ પીરા હેં જુગ માંહા,
સુધી રાહ અનુસુ પાવે રે નાંહા.

આ લખાણથી સારીરીતે ઝાહીર થઇ ગયું કે, ઇલ્મ અને અમલ સારી રીતે ન હોય તે પીર થઇ શકે નહી. જે કોઈ સારૂં ઇલ્મ ધરાવનાર અમલ કરનાર દીનદાર, શરીઅતના માફક ચાલનાર હઝરત પીર મશાયખ (રહે૦) જેવા હોય તેજ પીર થઇ શકે છે. જો તેમનીજ ઔલાદ હોય અને તેમના જેવા ન હોય તો તે આગવા-પીર બાપ દાદાઓના અમલથી થઇ શકતા નથી. બાપ દાદાઓના અમલ ઔલાદને શું કામ આવે? જ્યાર સુધી અવલાદ સારૂં ઇલ્મ અને અમલ હાસીલ ન કરે ત્યાર સુધી બાપની જગ્યા અથવા દીનની આગેવાની લઇ શકતો નથી. જુઓ, અલ્લાહ તઆલાએ કુરઆન શરીફમાં હઝરત નુહ નબી (અલે૦)ના બેટાનો હાલ બયાન ફરમાવ્યો છે. કે, તે બેટો કાફીરોના સાથ રહી દીનની વાતો મુકી દઇ દીનથી ઉલટું કામ કરતો હતો અને તેથી તે કાફીરોના સાથે અલ્લાહના અઝાબમાં ગીરફતાર થઇ ડુબી ગયો. એના બારામાં અલ્લાહ તઆલા કુરઆન શરીફમાં ફરમાવે છેઃ—

قال ینوح انه لیس من اهلک- انه عمل غیر صالح فلا تسئلن ما لیس لک به علم- انی اعظک ان تکون من الجاهلین—

તેના ડુબવાની વખતે હઝરત નુહ (અલે૦) અલ્લાહ તઆલાથી અર્ઝ કરી કે, આ મારો ફરઝંદ મારી એહેલમાં હતો અને તેં–અલ્લાહ તઆલાએ–વાયદો કરેલો હતો કે તમારી એહેલને અઝાબથી બચાવીશું ત્યારે આ લડકો તો અઝાબમાં ડુબી ગયો. તે વખતે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, હે નુહ! એ તમારી એહેલમાંનો નથી કેમકે; એના અમલો સારા નથી. તમો એના બારામાં જાણુતા નથી તો કાંઇ સવાલ મત કરો, હું તમને આ બાબતમાં નસીહત કરૂં છું કે, એમાં કાંઇ કેહશો તો તમો જાહીલોના ટોળામાં ગણાશો. ત્યારે હે ભાઇઓ! ખુબ વિચાર કરો કે જ્યારે હઝરત નુહ (અલે૦) જેવા નબીએ ફકત અલ્લાહ તઆલાથી ખરાબ અમલોવાળા બેટા બાબત પુછવાથી જાહીલોમાં ગણાવાની અલ્લાહ તઆલાએ ચેતવણી આપી. ત્યારે આપણા મુમન ભાઇઓ પીર મશાયખ (રહે૦)ની ઓલાદના દાવેદાર કે જે ખુદ પીર મશાયખ (રહે૦)ની કિતાબોના ફરમાનથી પણ લાખો ગાઉ વેગળા છે એમને પીર મશાયખ સાહેબની એહેલ સમજી એમની મુરીદી પર બાકી રહેલ છે તો એ લોકોની જેહાલત અને જાહેલપણું કુરઆન શરીફના ફરમાન માફક ઓછું નથી. મોટામાં મોટા જાહેલો તેમને કહો તો ચાલી શકે. જયાં સુધી એ જેહાલત બાકી છે અને એવું સમજેલા છે કે, ઓલાદ ખરાબ હોય–રાહે રાસ્તથી ખિલાફ હોય તોપણ નેક બાપ જેવી જાણવી જોઇએ અને તેની મુરીદી પર કાયમ રહેવું જોઇએ ત્યાં સુધી કોઇ કાળે હરગીઝ હરગીઝ હીદાયત પર આવવાના નથી .અને આખેરતની નજાતનો સામાન કરવાના નથી. પીર મશાયખ (રહે૦) તરીકતમાં ફરમાવે છે કેઃ—

પાખંડ ચરપટ ના પીર માંહા કહીએ,
ભેદ અપારા પીર માંહે લઇએ.
ચરપટ કરે વે ચેલા દજજાલા,
દો જગ માંહા મુંહ કીયા કાલા.
ચરપટ ચાલા ડજજાલ દેખાવે,
ઇસ જગ માંહા બાત લોગ ભુલાવે.
પણ ભેદ રાહા ના ઉસકો આવે,
પીર બના ભેદ ના આવે રે બતાવે.

ખાલક કામા કુછ ચલાવે કરે,
બરાબરીકા ચાલા વે મનમાં ધરે.
તો આગ બુઝાવે ને આગ જલાવે,
કાટ નદીઆં પાની બહાવે.
મુએ મા બાપ નઝરૂં લાવે,
અવર ભી ચરપટ બાત દેખાવે.
પણ બેદકી રાહા વે ના જાને,
એ કામ હય પીરકા ચેલા ન પછાને.
પીરકી કળા અદકી લહીએ,
તો પીર અદકા શૈતાનસુ કહીએ.
તો રાહ બેદકી પીરૂંકા કો' અવર ન દાખે,
બેદ પીરૂં જેસા ના વે ચેલા આખે.

રે તુહી

પીર નીશાની પીર કરો, વે ચેલેકે ચાલ જાનેરે,
વે ચેલેકે ચાલ જાન;
ચરપટ ચેલા કર સકે, ના બેદ કેરે સહી માનરે,
ના બેદ કેરે સહી માન.

પીર મશાયખ (રહે૦)ના આ બયાનથી સારી રીતે ઝાહીર થઇ ગયું કે, પાછલા લોકો એટલે પ્રથમ થઇ ગએલ સારા માણસોની ઔલાદમાં જે તેમના પાછલ રહે અને એમના રસ્તાથી જે ખુદા રસુલના ફરમાન માફીક છે એનાથી ઉલટા ચાલે તો તેને મકકાર-ફરેબી અને ચરપટ કેહવા જોઇએ. તે નેકોના જાનશીન કોઇ રીતે થઇ શકતા નથી. આપણા હઠધર્મી મુમન ઇલ્મથી અંજાણ હઠને ન મુકે અને ઉલટો રસ્તો ન છોડે, ખુદા રસુલનો હુકમ ન માને અને પીર મશાયખ (રહે૦)ના કોલને પણ ફેંકી દે તો એ મુમન કઇ વર્ણમાં રહયો? મુસલમાનોમાંથી ટળ્યો અને હિંદુઓમાંથીએ ગયો એટલે એકે તરફનો ન રહયો. ઉપરના બયાનોથી એમનો એ ફરેબ કે પીર ચાહે જેવા હોય છતાં ફકત પીરની ઓલાદમાંજ હોય એટલે એને પીર કરી લેવો. તે ફરેબ બાતીલ થઇ ગયો. અને તે એક ફરેબ છે એ પણ ઝાહીર થઇ ગયું.

પીર મશાયખ સાહેબની કિતાબો પઢનાર કેટલાક બયાનીઓ અભણ લોકોને એમ પણ ફરેબ આપે છે કે, મોલ્વી લોકો તો શરીઅતની વાતો બતાવે છે અને આપણા પીર તો તરીકત, મારેફત, હકીકત બતાવે છે; અને તરીકત, મારેફત હકીકત શરીઅતથી જુદી ચીજો છે. એતો સીને સીને પીરની નસલમાંજ દીવાથી દીવો બળતો આવેલો છે જેથી એ બાબતો તેજ જાણે, પીર શીવાય એને બીજો કોઇ જાણી શકે નહી. એમનો એ દાવો સાબીત કરવા સારૂ તરીકતી કિતાબનું ચોપનમું બયાન અભણો સામે રજુ કરી સમજાવે છે. ત્યારે હવે હું પણ તેજ ચોપનમું બયાન આપ સમક્ષ રજુ કરૂં છું જે ધ્યાન કરી જોશો તો આપને સમજાઈ જશે કે, તે કેહવાતા બયાનીયો કેવી ફરેબ દેવાની વાતો કરે છે અને કેવી રીતે ઠગે છે. મઝકુર બયાન આ પ્રમાણે છેઃ—

પીર મહંમદ છેલી સંધ કેરે,
ખાતેમુન નબી હુવે રે અનેરે.

યાને આખરી ઝમાનાના પીર તે ખાતેમુન્નબી મોહંમદ (સલ૦) થયા.

પીર છેલી સંધકે મોહંમદ કહીએ,
મહા દન શફાઅત અનુકી લહીએ.

મોહંમદ (સલ૦)નેજ આખર ઝમાનાના પીર કહેવા જોઇએ અને તેમનીજ શફાઅત કયામતમાં હાસીલ કરવી જોઇએ.

પીર જે દુજે નબી બાદ જાનો,
નબી બેનસુ રાહા કહે સહી માનો.

નબી (સલ૦)ની પછવાડે જે બીજા પીર હોય તે નબી (સલ૦)ની બતાવેલી રાહ બતાવે તો તે સાચો કરીને માનવો.

જયું બાજ મોહંમદ નબી ના કહીએ,
ત્યું મહા દન સુધી બેન અનુકા લહીએ.

જયારે નબી (સલ૦)ના બાદ બીજો નબી નથી તો આપનો બતાવેલો તરીકો કયામત સુધી રહેશે અને તેજ રસ્તા ઉપર કાયમ રહેવું.

જે પીર બેન અવર સુનાતે,
અપને મનસુ રાહા દિખાતે.

નબી (સલ૦)ના રસ્તા સીવાય જે બીજો રસ્તો પોતાના મનથી પીર બતાવે છે.

તો મોહંમદી રાહા કહી ના જાતી,
તો ફીકર રાહાકી ઔર મન આતી.

તો તે રસ્તો મોહંમદી રસ્તો નથી કેહવાય શકાતો અને તેના માટે મનમાં બીજોજ વિચાર આવે.

કે નબી રે હોય સો રાહા દિખાવે,
બી નબી બના મારગ ના અવર બંધાવે.

કે જે નબી હોય તેજ રસ્તો બતાવે, નબી વગર બીજો કોઇ શરીઅતનો માર્ગ બાંધી શકે નહી.

હે બાજ મોહંમદ નબી રે નાંહા,
કે રાહા રે દિખાવે ઇસ જગ માંહા.

નબી (સલ૦) પછી બીજો કોઇ નબી થવાનો નથી કે આ દુન્યામાં બીજો રસ્તો બતાવે.

જો પીર હો નબી બન રાહા દિખાવે,
તો મોહંમદ બાજ વે નબી રે કહાવે,

તો જે પીર નબી (સલ૦)ના રસ્તા સીવાય બીજો રસ્તો બતાવે તો તે પીર રસુલુલ્લાહ (સલ૦)ની બાદ નબી કહેવરાય, (પરંતુ)

યું તો રે નાંહા મનસુ કહીએ,
ખાતિમ નબી મોહંમદ લહીએ.

તો નબી (સલ૦)ના બાદ બીજો કોઇ નબી આપણા મનથી કહેવો નહી કેમકે: સર્વેથી છેલ્લા નબી મોહંમદ (સલ૦) છે.

તો બયાન રે રાહા સહી મોહંમદ કેરા,
ઉસમાંથી દેખાવે પીર રાહા ઓતેરા.

મોહંમદ (સલ૦)નો સહી સહી રસ્તો બયાન કરેલો હોય તેમાંથીજ પીર બહુ ખુલાસો કરી રસ્તો બતાવે.

પીર જે દુજે અનુ પીછે આવે,
વે રાહા નબીકી જીભે બતાવે.

તો બીજા પીર જે એમની પછી આવે તે તેમની ઝબાનથી નબી (સલ૦)નો રસ્તો બતાવે.

કુરઆન જૈસા એ પીર આખે,
જે મોહંમદ કહીઆ વે ખોલકર દાખે.

કુરઆનના માફક તે પીર બતાવે અને રસુલુલ્લાહ (સલ૦)ની હદીસોનો મતલબ સાફ ખુલ્લો કરી બતાવે.

જો આપ આપ જજુઆ મનસુ કેહતે,
તો એક પંથ મુમન કયુંકર લેતે?

જો તેઓ પોતાના મનઘડત જુદુ જુદુ બતાવ્યું હતે તો પછી બધા ઇમાનવાલા લોકો-મુમન એકજ શરીઅતના મતપર કેવી રીતે રહી શકતે?

બયાન કુરઆનકા નાં રેહતા ઠામા,
જો આપ આપ મનસુ કરતે કામા.

જયારે જુદા જુદા મતથી દરેક કામ કરતે તો કુરઆનનો મતલબ પણ બદલાઇ જતે યાને તેનું બયાન પણ અસ્લી ન રેહતે.

તો મુમન એતના સુનો રે ભાઇ,
કે પીરોંને નબીકી રાહા બતાઇ.

તો હે ઇમાનવાલા ભાઇઓ સાંભળો! પીરોએ નબીનોજ રસ્તો બતાવ્યો છે.

દેખી પીરૂં નબીસું શરીઅત ગુજ,
કે શરીઅત સબુમેં હૈ ગુજસુ એ બુજ.

પીરોએ નબી (સલ૦)થી શરીઅતનો માર્ગ સારી રીતે જોયો, શરીઅત બધામાં ખુલાસાવાર છે તે જાણ.

તો પીરને ગુજકી રાહાકુ લીતી,
અબુજ બંદેકુ ખોલકર દીતી.

તો પીરે ખુલાસાવાર શરીઅતનો રસ્તો લીધો અને અંજાણોને ખુલાસાવાર રસ્તો સમજાવ્યો.

તો તરીકત હકીકત મારફત જાને,
તો સતી મુમન રબકુ પછાને.

શરીઅતના અર્થમાં તરીકત હકીકત અને મારફતને જાણે ત્યારેજ નેક ઇમાનદાર મુમન ખુદાને ઓળખી શકે.

**રે તુહી (હે અલ્લાહ!)**

**બયાન નબીકા મનસુ, રહા મહાદન સુધી જાન રે,**
**રહા મહાદન સુધી જાન;**
**પીરૂં બાજ નબી હે કહયા, વે રાહ દિખાઇ માન રે,**
**વે રાહ દિખાઇ માન.**

નબી (સલ૦)નો શરીઅતનો માર્ગ કિયામત સુધી રેહશે એવી રીતે દિલથી માનવું જોઇએ અને આગલા નબીયોના પાછળ જે આપણા નબી (સલ૦)એ ફરમાવ્યું અને રસ્તો બતાવ્યો આપણે તેને માનવો જોઇએ.

મઝકુર તરીકતીના ચોપનમાં બયાનથી કેટલીક વાતો ઝાહિર થઇ તે જાણવા લાયક છે. (૧) પેહલું એ કે પીર મશાયખ સાહેબની કિતાબોમાં જે ઠેકાણે પીરનો લફ્ઝ આવે છે તેનાથી મુરાદ અલ્લાહ તઆલાનો રસ્તો બતાવનાર થાય છે, પછી ચાહે તે રસ્તો બનાવનાર નબી હોય, યા કિતાબ હોય, યા જે કોઇ દીનનો આગેવાન દીનનો રસ્તો બતાવનાર હોય. આપણા અબણ મુમન ભાઇઓ જયાં કયાંય પીરનું નામ આવે છે ત્યાં એમનાજ માનેલા પીર સમજે છે. દરેક ઠેકાણે પીરથી મુરાદ તેજ પોતાના માનેલા પીરનેજ નજરમાં રાખી બયાનીઓના ફ્રેબમાં આવી જાય છે. (૨) બીજુ આ બયાનથી ઝાહિર થયું કે અમારા નબી મોહંમદ (સલ૦) ખાતેમુન્નબીઇન છે, આપની બાદ કિયામત સુધી કોઇ બીજો નબી થશે નહીં; (૩) હકીકત મારફત તરીકત એ ત્રણે શરીઅતનોજ ખુલાસો છે, શરીઅતના ખિલાફ તે કોઇ જુદી ચીજ નથી. (૪) નબી સલ૦ ની શરીઅત કીયામત સુધી બાકી રહેશે. કોઇ પીર શરીઅતથી ખિલાફ વાતો વતાવે તો તે પીર નુબુવ્વતનો દાવો કરનાર સમજાશે, અને ખાતેમુન્નબીઇનના બાદ જે નુબુવ્વતનો દાવો કરે અથવા પોતાની તરફથી શરીઅતમાં વધારો ઘટાડો કરે અથવા એમ કહે કે, હકીકત તરીકત મારફત શરીઅતથી જુદા છે, અથવા એમ કહે કે, આ વાતો તો પીરજ જાણે પીરોના વંશમાં સીના બસીના ચાલી આવે છે કુરાનમાં તો તે વાતો નથી. તો, આવી વાતો કરનાર દજજાલ છે–જુઠો છે. રસુલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું કે આખરી ઝમાનામાં દજજાલ લોક તમારી પાસે આવી એવી એવી જુઠી વાતો કેહશે કે, જે તમો અને તમારા બાપ દાદાએ પણ કુરઆન હદીસથી કદી સાંભળેલું નહિ હોય. આવી વાતો કરી તેઓને અલ્લાહ રસુલના રસ્તાથી ભટકાવી દઇ ગુમરાહ કરે છે અને તે ગુમરાહ થાય તો તમો એવા ગુમરાહ લોકોથી દુર રહો. આ હદીસ મુસ્લીમ શરીફમાં છે. હે મારા મુમન ભાઇઓ! જુઓ આવા મકકાર પીરોને ઉપરની

હદીસના માફક પીર મશાયખ સાહેબે પણ તરીકતી કિતાબમાં દજ્જાલ અને ચરપટ કરનાર લખ્યા છે. હવે જ્યાં સુધી આવા કેહવાતા આગવાઓનો કેડો ન મુકો ત્યાં સુધી દુન્યા અને આખેરત બંને બરબાદ છે. અલ્લા તઆલા અમોને સીધો રસ્તો બતાવે આમીન.

હક વાતથી રોકનાર બીજો ફરેબ એ છે કે, મોલવીઓના પાસે ન જવું અને છાપેલી કિતાબો ન પઢો. મોલવીઓ પાસે જઇ છાપેલી કિતાબો પડી વહાબી થઇ જાય છે. તેનો જવાબ એ છે કે, હું દાવાથી કહું છું કે, અમારા મુમન ભાઇઓમાંથી આજ સુધી તો કોઇ વહાબી મઝહબનો છે નહિ. પરંતુ શીયાઓને સુન્નત જમાઅત અને હન્ફી મઝહબ ઝેહેર જેવો કડવો લાગે છે તેથી કરી અમારા ઉપર જુઠા જુઠા તોહમતો વહાબી–લહાબી થવાના મુકે છે, અમારો સુન્નત જમાઅન મઝહબ જુઠો નથી. તે સાચો મઝહબ છે એથી કરી હું આ મેદાનમાં ઉભો રહી કહું છું કે. મારા સુધરેલા ભાઇઓ અને હું પણ સુન્નત જમાઅત અને હન્ફી મઝહબ છીએ. તમો કોઇ પીરના ફીદાઇઓને શક હોય તો અમારા સામે આવી વહાબી થવું સાબીત કરે, જુઠાના મ્હોંઢા પર ધુળજ છે. સુર્યના સામે થુકવાથી પોતાનાજ મ્હોંઢા પર પડે, અમો લોકો પીર મશાયખ રહે૦ ની કિતાબો જોઇ સમજી તેના પર અમલ કરીએ છીએ અને પીર મશાયખ સાહેબે કિતાબ દિવાને મશાયખ જે અરબી કિતાબોમાંથી લખી છે તે અરબી કિતાબો પઢીએ છીએ, ફિકાહ હન્ફીની કિતાબો જેવી કે, હિદાયા, શરે વકાયા, કંઝ, કુદુરી, નુરૂલઇજા વીગેરે વીગેરે કિતાબો પર અમો અમલ કરીએ છીએ તો જે કોઇ બેસમજ આ કિતાબોને અને પીર મશાયખ રહે૦ ને વહાબી સમજે તો આવા માણુસ કદાચ અમારા ઉપર પણ વહાબી થવાનો ધબ્બો લગાડે તો કોઈ મોટી વાત નથી. કેમકે; શીઆ લોકો પીર મશાયખ સાહેબ ઉપર અને આગલા બધા નબીઓ સુધ્ધા ઉપર જુઠ બોલવાનું તોહમત મુકે છે અને તે લોકો (શીયાઓ) તકીઓ કરી જુઠ બોલે છે જેવી રીતે કે, હાલના મુમનોના કહેવાતા પીર કે જે હમારી માફક મેદાનમાં આવી પોતાને સઉના સામે સુન્ની અથવા શીઆ કહી શકતા નથી અને જેવો રંગ જુએ છે તેવું લોકોને સમજાવે છે. તેમના આવા ઢંગ અભણ મુમનોને ફરેબ દઇ નાણા કઢાવવા માટેજ ચલાવવામાં આવે છે, અને તેથીજ ખોટી ખોટી વાતો ફેલાવી અમારા ઉપર અને મોલવીઓ ઉપર જુઠા તોહમતો મુકે છે. અલ્લાહ તઆલા હિદાયત કરે અને નેક રસ્તો બતાવે. આમીન.

ત્રીજો ફરેબ હક રસ્તાથી રોકવાનો એ છે કે, લોકોના દિલોપર એવી વાતો બેસી જાય છે કે, હકની તરફદારીમાં અમારા દુન્યાવી ફાયદાઓમાં નુકશાન

આવશે, ન્યાત બહાર થવું પડશે, સગપણ તુટી જશે, સીરો છુટી જશે અને આગેવાની જતી રહેશે. આનો જવાબ એ છે કે, આ બધી દુન્યવી લાલચો થોડીક જીંદગી માટેજ છે, તે સદાય સાથ આવી શકશે નહીં અને આખેરતનો મોટો ફાયદો જે હંમેશાના માટે છે અને કોઇ દિવસ બરબાદ થવાનો નથી તે હંમેશાનો ફાયદો દુન્યાના થોડાક ફાયદા માટે શા શારૂ મુકી દેવો? અલ્લાહ તઆલા સુરે તોબામાં ફરમાવે છે કે:—

قل ان كان اباتكم وابناتكم واخوانكم وازواجكم وعشيرتكم و اموال ناقترفتموها و تجارة تخشون كسادها ومساكن ترضونها احب اليكم من الله ورسوله و جهاد فى سبيله فتربصوا حتى ياتي الله بامره- والله لا يهدى القوم الفسقين—

યાને હે મોહંમદ! (સલ૦) તમે લોકોને કહી દો કે, અગર તમારા માબાપ, તમારી ઓલાદ, તમારા ભાઇઓ, તમારી બીબીઓ, તમારૂં કુટુંબ-કબીલો, તમારો કમાવેલો માલ, તમારો વેપાર કે જે બંધ થઇ જવાનો ડર છે તેમજ તમારા સારા સારા વ્હાલા મનપસંદ ઘરો વીગેરે દુન્યવી ફના થવાવાળી ચીજો તમોને અલ્લાહ અને રસુલથી તેમજ અલ્લાહના રસ્તામાં કોશીશ કરવાથી વધુ પ્યારી અને વધું વ્હાલી હોય તો તમો એટલા સુધી વાટ જુઓ કે, અલ્લાહ તઆલા એનો ફેંસલો લાવે એટલે યાતો જેહાલત પર મરો અને જહન્નમમાં જાવ અથવા અલ્લાહ તઆલા એનો દુન્યામાંજ અઝાબ કરે, અલ્લાહ તઆલા ફાસીક કોમને હિદાયત કરતો નથી. આ આયતથી સાફ સાફ માલમ થયું કે, જે માણસ દુન્યાના મતલબોના લીધે દીનને મુકી દેશે તો અલ્લાહ તઆલા એને દુન્યામાં એના તે દુન્યવી કામો ખરાબ અને બરબાદ કરી અઝાબ કરશે; અને કદાચ દુન્યામાં તેની તે દુન્યવી મુરાદો પુરી થઇ તો આખેરતમાં એનો અઝાબ કરશે. અલ્લાહ તઆલા અમોને સારી તૌફીક આપે અને અલ્લાહ, રસુલ તેમજ દીનની મોહબ્બત અમારા દિલોમાં કરે અને દુન્યાના લીધે અમારૂં દીન બરબાદ ન કરે. આમીન.

ચોથો ફરેબ હક રસ્તાથી રોકવાનો એ છે કે, "શું અમારા તે વખતના આગેવાનો અને બાપદાદાઓ અંજાણ હતા અને તે વખતમાં મોલ્વીઓ ન હતા?" તો એનો જવાબ એ છે કે, એ લોકો આગલા મોલ્વીઓથી પુછીને પોતાના કામો ઉપર તે મોલ્વીઓથી ફતવા લઇને રાખેલા હોય તો તે બતાવો! ફતવા તો શું હોય પણ પીર મશાયખ સાહેબ જેવા બુઝુર્ગે કિતાબો લખી આપી તેને પણ નાંખી દીધી અને તેના ઉપર પણ અમલ ન કર્યો તો પછી બીજા મોલ્વીઓનું શું માન્યું હોય? અલ્લાહ તઆલા કુરઆન શરીફના બીજા પારામાં ફરમાવે છે:—

واذا قيل لهم اتبعوا ما انزل الله قالوا بل نتبع ماالفينا عليه اباءنا اولوكان اباؤهم لا يعقلون شيئا و لا يهتدون—

જે વખતે એ લોકોને કહેવામાં આવે છે કે અલ્લાહ તઆલાએ જે હુકમ મોકલ્યો છે એની તાબેદારી કરો તો એના જવાબમાં એ લોકો કહે છે કે, અમે તો અમારા બાપ દાદાઓને જે રસ્તાપર જોયા છે તેજ રસ્તાપર ચાલશું, તો અલ્લાહ તઆલા તેમના જવાબમાં ફરમાવે છે કે, શું તમારા બાપદાદાઓ અગર બેવકુફ અને બેઅકકલ હોય અને ગુમરાહીના રસ્તાપર ચાલેલા હોય તોપણુ તમે એજ રસ્તે ચાલશો? એટલે બાપ દાદા દીનના સારા રસ્તાપર ચાલેલા હોય તો આપણે પણ ચાલવું પરંતુ કદી ગુમરાહીના રસ્તા પર ગુમરાહ બની ચાલેલા હોય તો શું આપણે પણ બેવકુફ અને બે અકકલ બનવું? તેવા ગુમરાહીના રસ્તા પર ન ચાલવું જોઇએ. અલ્લાહ તઆલા ગુમરાહ બાપ દાદાઓના રસ્તા મુકાવી સીધા અલ્લાહ રસુલના રસ્તાપર ચલાવે. આમીન.

પાંચમો ફરેબ હક રસ્તાથી ભટકાવવાનો એ છે કે, જો પીરને મુકી દેશું તો એમની બદદુઆથી આપણું ખરાબ થઇ જશે. તો એનો જવાબ એ છે કે, આવો ખ્યાલ રાખવો તે ઇમાનની કમઝોરીની નીશાની છે. જયારે આપણે હક નાહકને ઓળખી લીધું તો નાહકને મુકી હકનો સાથ આપવાથી કદી નુકસાન થાશે નહી. આવો ખ્યાલ જો આગલા મુસલમાન રાખતે તો દુનિયામાં ઇસ્લામ કેવી રીતે ફેલાતે? અલ્લાહ તઆલા કુરઆન શરીફમાં ફરમાવે છે જેનો મતલબ એ છેકે, શૈતાન એના દોસ્તોને આવી વાતો કરી ડરાવે છે તો તમને જોઇએ કે, એનાથી ન ડરો અને અલ્લાહ તઆલાથી ડરો. અગર તમો ઇમાનવાળા છો તો હે ભાઇઓ, આવા શૈતાની વસવસાથી ડરી હક વાતને મુકી દેવી તે બેઇમાનીની નિશાની છે. ઇમાનપર કાયમ રહેવાથી અલ્લાહ તઆલાની મદદ થશે અને બરકત કરશે. અલ્લાહ તઆલા સૌને આવા શૈતાની ખ્યાલોથી–વસવસાથી બચાવી હક રસ્તાપર કાયમ કરે. આમીન.

છઠ્ઠો ફરેબ હક રસ્તાથી રોકવાનો એ છે કે, દર વરસે પીરને સવા બે રૂપીયા ટેક્ષ આપીશું તો એથી જન્નત મળી જશે વધારે કાંઇ મેહનત કરવાની જરૂર નથી. એનો જવાબ એ છે કે, ઉપરની આયતથી તમોને માલુમ થયું કે, ખાલી અલ્લાહની રહમત અને બક્ષીશનો ભરોંસો કરી તેણે બતાવેલા હુકમો ઉપર અમલ કરવું મુકી દે તો તે શૈતાનનો મોટો ફરેબ સમજવો. અલ્લાહ તઆલા ફરમાવે છે:—

ولا يغرنكم بالله الغرور—

કે તમને અલ્લાહ તરફની ઢીલ દુનિયામાં ધોકામાં ન નાંખે કે આખેરતની પકડથી નિડર થઇ બેસી જાવ અને આખેરતની પકડની પરવા ન કરો તેમજ અમલ કરવું મુકી દો. જુઓ, અલ્લાહ તઆલાની રેહમત પણ ત્યારે થશે કે, જયારે સારા અમલો કરશો. કયામતનો દહાડો બહુ ભારી દહાડો છે. ત્યાં નફસી નફસીનો વખત છે. બાપ બેટાથી ભાગશે અને બેટો બાપથી. ત્યાં માલ અવલાદ સારા અમલો વગર કશું કામ આવવાનું નથી. મઝકુર સવા બે રૂપીઆ તો અલ્લાહના અઝાબથી શું બચાવી શકે પણ તમામ દુનિયાનો માલ પણ અલ્લાહના અઝાબના બદલામાં કોઇ આપે તો એ અઝાબથી બચી શકતો નથી. જયારે અલ્લાહ રસુલના હુકમો મુજબ અમલ કરીશું, માલ ખરચ કરીશું તો ઉમ્મીદ છે કે, અલ્લાહ તઆલા રેહમત અને ફઝલ કરી આખેરતની ન્યામતો આપે. રસુલુલ્લાહ (સલ૦)એ પોતાની પ્યારી બેટી ફાતમા (રદી૦)ને અને બીજા આપના સગાઓને બીજાઓ કરતાં વધુ તાકીદ ફરમાવી છે કે, હે મારી પ્યારી બેટી અને સગા વ્હાલાઓ! તમો એમ ગુમાન ન કરશો કે અમો રસુલુલ્લાહ (સલ૦)ના સગા છીએ! તે સગપણ કયામતના દહાડે કશું કામ આવવાનું નથી, અમલ કરો! અમલ કરો! અમલ કરો!

જુઓ પીર મશાયખ (રહે૦)એ મેઅરાજ નામાના ચોવીસમાં બયાનમાં લખ્યું છે કેઃ—

દેખો મોટી હુઇ દેહા કૈસી દોઝખયું કેરી,
દોઝખયુંકા હીસાબ એ સુન રે સવેરી.
તો દોઝખ દેખો કૈસી બડી રે કેહલાવે,
કે ઉસ્કી બડાઇકા કુછ શુમાર ના આવે.
દોઝખુંકા શુમાર વેલી દેખો હય રે સાતા,
ઐસી લખેસુ સુની હય સહી રે બાતા.
ઉનમાં બડી રે દોઝખ સો હાવીઆ નામા,
જાં બાત રે અઝાબકા સહી હય ઠામા.
અને હલકી રે દોઝખ વે ઐસી રે કેહલાઇ,
પૈજાર આગકે પેહનાવે ઐસી લખેસુ સુનાઇ.
વે પૈજાર પૈનાહેસું સરકા ભેજા રે ઉઠાવે,
જૈસા તાંબે કેરી દેગમાં જોશ આધનકા આવે.

અબુ તાલિબકુ એ દોઝખકા દેખો કીયારે હવાલા,
તો મુનાફિકો તમારા કેસા હોવે રે હાલા.
જે ચચા રે નબીકે કરતે નબીકા કામા,
એ અનુકી રેહનેકી તમો સુનો રે ઠામા.
અલી (રદી૦) કા જે બાપ રે કહીએ,
વે અબુ તાલિબ નામસુ લહીએ.
દેખો અનુકી તો ઠામ કૈસી રે બતાઇ,
તો મુનાફિકો છોડ દો તમે ગુમાન બડાઇ.
દેખો ચંદા ને સુરજ કૈસે હંય કેહલાએ,
એભી દોઝખીયું માંહે સહી રે લખાએ.
મંય તકસીર અનુકી કુછ સુની રે નાંહા,
લખે દોઝખી એ દોનો દેખો કિતાબકે માંહા.
દેખો રોશની તો અનુકુ કૈસી રબ હય દીતી,
અને રેહનેકી ઠામ આતશ દોઝખ કીતી.
દેખો ઐસા હય રે ગુસ્સા સહી મેરે રબ કેરા,
હય કાફરો મુનાફક તમે સુનો રે સવેરા.
તો ભલા હય કે રબકુ એક કર રે જાનો,
અને તોબા તોબા કરને મન ઇતનારે આનો.

રે તુહી

ગુસ્સા હય રબકા દોહલા, ચેતો દુનીયા માંહે રે,
ચેતો દુનીયા માંહે;
જે ખાલિક એક ના જાણશે, ચોકકસ દોઝખ જાયરે,
ચોકકસ દોઝખ જાય.

જુઓ! કાન ઉઘાડો! દિલથી સાંભળો કે, અબુ તાલિબ નબી (સલ૦)ના કાકા અને તેમના પરવરીશ કરનાર હતા તેમજ હઝરત અલી (રદી૦)ના બાપ હતા તો તે નઝદીકનું બાપ બેટાનું અને કાકા ભત્રીજાનું સગપણ પણ કયામતના દહાડે કામ નહી આવ્યું અને અબુ તાલીબને એવો અઝાબ થશે કે,

જહન્નમના જોડા તેમના પગમાં પહેરાવવામાં આવશે અને તે જોડાની ગરમીના કારણે માંથાનો ભેજો ખદખદવા લાગશે. ત્યારે આજ તેરસો વરસ લાંબા સગપણનો કોઇ દાવો કરી ગુમરાહીપર ચાલશે તો શું તે સગપણ કયામતના દહાડે અલ્લાહના અઝાબથી બચાવી શકશે ? હરગીઝ નહી ! હરગીઝ નહી !! હરગીઝ નહી !!! જ્યારે એ સગપણના કારણે પોતાની નજાત કરાવી શકતા નથી તો તેમના સાથે રહેવાથી અને સવા બે રૂપીઆ આપવાથી શું નજાત કરાવી શકશે ? જુઓ ! પીર મશાયખ સાહેબના મજકુર બયાનથી માલુમ થયું કે, ચંદ્ર અને સુરજ પણ જહન્નમમાં જવાના છે. એનું કારણ એ છે કે, અલ્લાહ તઆલાએ કુરઆન શરીફમાં ફરમાવ્યું છે કે:—

انكم وما تعبدون من دون الله حصب جهنم—

કે તમો અને તમો જેથી ઇબાદત–બંદગી અલ્લાહના શીવાય કરો છો તે તમે બન્ને મળી જહન્નમમાં જશો. એજ કારણથી કે સુરજ અને ચંદ્રના પુજારીઓ જાણે કે હમારા ઇબાદત કરેલા મા'બુદો પણ જહન્નમમાં છે તો એ અમને જહન્નમથી શું બચાવી શકશે.

હે ભાઇઓ, અમોને અને તમોને અલ્લાહ તઆલા સારો રસ્તો બતાવે અને તૌહીદપર કાયમ રાખે. ખુદા રસુલની તાબેદારીપર ખાતેમો ખત્મ કરે. કિયામતના દહાડે સુન્નત જમાતના ટોળામાં હઝરત નબી (સલ૦)ના તાબેદારોના સાથે ઉઠાવે અને આપ (સલ૦)ના અસહાબોના કેડે કેડે જન્નતે ફિરદોસમાં દાખિલ કરે. આમીન. આમીન. આમીન.

**મુમન દાઉદ અલીજી ઢુકા ગામ હસનપુરવાળા.**
તાલેબુલ ઇલ્મે મદરેસા શહેર પાલનપુર.



# સુન્નત જમાતની સચ્ચાઇ.

અઝીઝ બિરાદરો! આજે અહીં આપણે એક દીની મતલબના સારૂ ભેગા થયા છીએ જેથી મ્હારા દિલને ઘણી ખુશી હાસીલ થઇ છે. ખુદા તઆલા આપને અને મ્હને હંમેશા એવીજ રીતે દીનની ખીદમતના માટે તૌફીક આપે અને ઇત્તેફાકના સાથે મઝહબ સુન્નત જમાતપર સાબીત રાખે. હું પણ આપ સાહેબોનો એક ઇસ્લામી અને કવમી ભાઇ છું માટે અત્યારે અહીં હાજર થઇ મ્હેં મુનાસીબ ધાર્યું છે કે, આપ લોકોની ખિદમતમાં કાંઇ ઝરૂરી બાબત અર્ઝ કરૂં. ઉમ્મીદ છે કે આપ બધા સાહેબો ધ્યાન લગાડીને સાંભળશો.

અમારી કવમ જુના ઝમાનાથી હઝરત કિબ્લા પીર મશાયખ સાહેબના મુરીદ છે. એમાં શક નથીકે, પીર મશાયખ સાહેબે અમારી હિદાયત અને ભલાઇ સારૂ ઘણીજ કોશીશ કરી અને અમારી પુરાણી બોલીમાં અમને સમજાવ્યા, જગાવ્યા અને અમારીજ ઝબાનમાં અમને દીનની વાતો–શરીઅતના હુકમો લખીને છોડી ગયા એ માટે કે, અમે લોકો આપના પછી કિતાબો જોઇને દીનથી વાકીફ થતા રહીએ અને ખુદા રસુલને ન ભુલી જઇએ. આપની કોશીશો અનહદ હતી. આપની કોશીશોનો બદલો તો અલ્લાહ તઆલા આપને આપશે પણ અમારા ઉપર એ હક હતો કે, આપ જે કાંઇ શરીઅતની વાતો લખી ગયા છે એના ઉપર અમલ કરતા અને ખાલી અભરાઇઓ અને પેટીઓમાં કિતાબો સંગ્રહી મુકતાં નહોતા. પણ અફસોસ કે અમો લોકોમાં દિવસે દિવસે જેહાલત ફેલાતી ગઇ અને દીનની વાકફીયત ન રહી તેમજ હક નાહકમાં તમીઝ કરવાની સમજણ પણ ન રહી. જ્યારે અમારો એવો હાલ થઇ ગયો, ત્યારે શૈતાન કે જે ઈન્સાનનો જાની દુશમન છે અને ઈમાનનો પણ દુશમન છે. તેને દાવ અને ફરેબ દેવાનો વખત મળી ગયો. પીર મશાયખ સાહેબના જાનશીનોમાં પણ જેહાલત અને દીનથી બેપરવાહી ફેલાઇ ગઇ તેમજ દીનનો ખ્યાલ છોડીને ફકત દુન્યાની તરફ ઝુકી ગયા અને એના લીધે તેઓ અમારી કોમને રાહે રાસ્ત ન બતાવી શકયા. અમારી ગુમરાહી ઘણીજ વધી ગઇ અને થોડાક વર્ષોથી તો પીર મશાયખની ઔલાદના દાવેદારોએ–કેમકે ખુદ તો ઇલ્મ રાખતા નહોતા અને મઝહબની કાંઇ વાકફીયત નહોતી એટલે કેટલાક શયતાની માણસોએ, ઇસ્લામના દુશમનોએ ઉલ્ટી રીતે બેહકાવ્યા જેથી–સુન્નત જમાઅતમાં રહેવું પણ પસંદ ન આવ્યું અને શીયા મઝહબ પસંદ કર્યો. પરંતુ દુન્યાનો ખ્યાલ સાથે લાગેલોજ હતો એટલે ખુલ્લમ ખુલ્લા

પોતાને રાફઝી ન કહી શકયા પણ સુન્ની સામે સુન્ની અને શીયા અને બેસમજો સામે શીયા એમ મોકો જોઇ પોતાનો શીયા અકીદો ધીમે ધીમે ફેલાવવાની શરૂઆત કીધી. સુન્નત જમાતવાળા સમજદાર હતા એતો સમજી ગયા અને એમનો સાથ છોડી દીધો પણ ઓછી સમજવાળા તો ધોકામાં પડીજ રહયા; એટલા સુધી કે અહમદ હુસેન સાહેબની આખરી ઉમરમાં કે જ્યારે એમનો ખ્યાલ રાવજી મઝહબ તરફ વધારે માલમ પડયો અને એમણે પોતાના બચ્ચાની તાલીમ માટે પણ એક રાવજીને રાખ્યો પરંતુ મુરીદો સામે રાવજીપણાનો ઇકરાર કરવાની હીમ્મત ન ચાલી છેવટે જ્યારે તેમનું મરણ થયું અને એમના બેટા મેહરહુસેન સાહેબ એમના પછી ગાદી વારસ બની બેઠા જેઓને નાનપણથીજ શીયા અકીદાની તાલીમ અપાણી હતી અને શીયા મઝહબનો રંગ એમના દિલમાં એવો જમી ચુકયો હતો કે કોઇ તરાહથી એને છુપાવવાની તાકત ન રહી અને મજબુરન એમણે સાફ શીયા મઝહબ ઝાહેર કરી દીધો. તેજ અકીદાનો મેતા ગામમાં એક મદ્રસો કાયમ કીધો જેનું નામ મદરસા શીયા ઇમામીયા હુસેનીયા રાખ્યું અને એક રાફઝી પીરભાઇ નામે ત્યાં લોકોને શીયા મઝહબની તાલીમ આપવા સારૂ રાખ્યો. જ્યારે આ રીતે તેઓ શીયાપણું મુમનોમાં ફેલાવા લાગ્યા અને સખ્તાઇઓ સાથે લોકોને શીયા બનાવવા લાગ્યા ત્યારે અમારા કેટલાક સુન્ની બીરાદરો જે અત્યાર સુધી ધોકામાં પડી રહયા હતા જાગી ગયા. સુન્નીઓને પોતાના સુન્નત જમાતના અકીદાને બચાવવા અને પોતાના દીનની સલામતી સારૂ પીર મહેરહુસેનનો સાથ લાચારીએ છોડવો પડયો. તો તેજ મામલાની સલાહ સારૂ પણ આજે અમોને અહીં મળવાની જરૂર પડી છે. માટે મુનાસીબ સમજું છું કે, આપ સાહેબો સામે થોડોક શીયા મઝહબનો એહવાલ અને તેમાં રહેલ ખરાબીઓ બતાવી દઉં જેથી આપ લોકો શીયા મઝહબની બુરાઇઓથી વાકીફ થઇ જાવ અને આયંદા પુરીરીતે સોચ વિચાર કરી શકો.

હવે હું પહેલા શીયા મઝહબની ટુંક હકીકત અને એમના ઉસુલ તેમજ મોટા મોટા મસલા નમુના તરીકે બયાન કરીશ જેથી મઝકુર મઝહબની હકીકતનો પતો ચાલશે. ત્યાર પછી સહાબાની ફઝીલત કુરઆન તથા હદીસથી બયાન કરીને પીર મશાયખ સાહેબની કિતાબોથી સાબીત કરીશ કે, પીર મશાયખ સાહેબ પકકા સુંન્નત જમાત હતા અને રાફઝી મઝહબથી બેઝાર હતા. પછી અજ્ઞાન લોકોને શીયા લોકો જે ધોકો આપે છે એમની હકીકત બતાવીશ. ઇન્શાઅલ્લાહ. હવે આપ લોકો બહુ ધ્યાનથી સાંભળો.

## શીયા મઝહબની હકીકત.

રસુલુલ્લાહ (સલ૰) અને અસ્હાબોના ઝમાનામાં જે જે તદબીરો ઇસ-

લામને મીટાવવા સારૂ ઇસ્લામના દુશમનોએ કીધી હતી તેમાંની એક તદબીર તો એ હતી કે, યહુદીયોના એક ટોળાએ તકીયો કરીને ઇસ્લામ કબુલ કર્યો. દિલમાં કુફ્ર રાખ્યો અને મુનાફકીથી ઇસ્લામને મિટાવવાની કોશીશ કીધી. કુરઆન શરીફમાં ઘણી જગ્યાએ આ ફિરકા મુનાફેકીનની બુરાઇ અને એમની તદબીર ઝાહીર કરવામાં આવી છે. તેઓનો હ૦ પયગમ્બર (સલ૦)ના ઝમાનામાં તો કોઇ દાવ ચાલી શકયો નહી. તે પછી હ૦ અબુબકર અને હ૦ ઉમર (રદી૦)નો ઝમાનો રહયો એમાં પણ એ યહુદીઓનો કોઇ મકકર ન ચાલ્યો આખરે હ૦ ઉસમાન (રદી૦)ની ખિલાફતના આખરી ભાગમાં તે મુનાફિક યહુદીયોએ સર ઉપાડયુ અને તેમનો મોટો આગેવાન અબદુલ્લાહ બિન સબા યહુદીએ પહેલાં મુસલમાનોને હ૦ ઉસમાન (રદી૦)ના વીરૂદ્ધ ભડકાવ્યા. તેનો નતીજો એ આવ્યો કે હ૦ ઉસમાન (રદી૦)ને બળવાખોરોએ શહીદ કીધા અને મુસલમાનોમાં ફિસાદ ઉઠયો. તેઓએ ઇસ્લામમાં ફિત્નો એવી રીતે નાંખ્યો કે, પહેલાં હ૦ અલી રદી૦ ની અને બીજી એહલેબેતની મોહબ્બતનો દાવો કીધો પછી નવા મુસલમાનોને બેહકાવવુ શરૂ કીધુ અને કેહવા લાગ્યો કે પયગમ્બર (સલ૦)ના ખરા ખલીફા તો હ૦ અલી (રદી૦) છે અને બીજા અસ્હાબો દુન્યાની લાલચના લીધે એમની વીરૂધ્તા કરી ખુદ ખલીફા બની બેઠા જેથી એમની તાબેદારી છોડી દેવી ઝરૂરી છે. થોડા વખત પછી તે યહુદીનો મકકર ઝાહીર થઇ ગયો અને કેટલાક માણસો પકડાઇ ગયા જેમને હ૦ અલી (રદી૦) સામે લાવ્વામાં આવ્યા તે વખતે તે અકીદો ઘણાક ઠેકાણે ફેલાઇ ગયો હતો અને એટલા સુધી વધી ગયો હતો કે, અબદુલ્લાહ ઇબ્ને સબાએ દાવો કીધો કે હ૦ અલી (રદી૦) ખુદા છે અને હુ એમનો રસુલ છું. ત્યારે હ૦ અલી (રદી૦)એ તેમને તોબા કરવાનો હુકમ આપ્યો પણ તેઓએ ન માન્યુ તેથી હ૦ અલી (રદી૦)એ તેમને આગમાં બાળી નાંખ્યા. સબબ કે, અબદુલ્લા બીન સબા યહુદીએ મુનાફકી મઝહબ યાને શીયા મઝહબ શરૂ કરી દીધો અને એનાથી એ મઝહબ શરૂ થયો અને એણે બધા સહાબીયોને કાફિર કહયા અને હ૦ અલી (રદી૦)ને ખલીફએ અવ્વલ બતાવ્યા તેમજ સહાબીયો ઉપર જુઠા બોહતાનો મુકયા.

જયારે અબદુલ્લાહ બીન સબા ફના થઇ ગયો ત્યારે તેના ચેલાઓએ ઇસ્લામ મિટાવવાની કોશીશ કીધી અને એના મઝહબને ફેલાવવુ શરૂ કીધુ; અને એવી વાતો ફેલાવવી શરૂ કીધી કે, જે વાતો યહુદીએ અને બીજા મુનાફીકોએ કાયમ કીધી હતી અને ઇસ્લામના નામે મનઘડત રિવાયતો બયાન કીધી જે જોતાં ખુદ શીયાઓના મઝહબથીજ એહલેબેત ઉપર કુફ્રની તોહમત આવે છે. (ખુદાની પનાહ.) એ ટુંક તારીફ શીયાઓની છે. હવે એમના ઉસુલ અને

થોડાક મસલા પણ સાંભળો. મોટો મસલો એમનો નિફાક છે એટલે ઝાહિરમાં મુસલમાન થવું અને છુપી રીતે ગુમરાહી રાખવી. એનું નામ એમણે 'તકીયો' રાખ્યું છે. અસલ હકીકત તકીયાની શીયા મઝહબથી જે ઝાહિર થાય છે તે એ છે કે, કોઇ શખસને-પછી તે મુવાફીક હોય કે મુખાલીફ-કોઇ મસલહતથી કે જે એક સાધારણ પણ હોય ઝબાનથી અથવા બીજી રીતે ધોકો આપી શકાય. જેવું કે શીયાઓની મો'તેબર કિતાબ "કાફી કુલૈની"માં છે જેનો મતલબ એ છે કે, તકીયો ઝરૂરતની વખતે છે અને હર માણુસ પોતાની ઝરૂરતને ખુબ જાણે છે અને જ્યારે ઝરૂરત સમજે ત્યારે તકીયો કરીને કોઇને પણ ધોકો આપી શકે છે, એ તકીયાનો દરજો શીયાઓની પાસે એટલો વધેલ છે કે, કાફીમાં લખયું છે-દીનના દસ ભાગ છે એમાંથી નવ ભાગ તકીયામાં છે. પછી તકીયાને ઐન ઇમાન કહે છે. અને જે તકીયો ન કરે એને બેઇમાન કહે છે. જેવું કાફીમાં છે. શીયાઓનો મતલબ તકીયાથી બે વાતો છે એટલે તકીયાને બે કામમાં લે છે. એક તો એ કે, એ લોકો તકીયો કરીને પોતાને સુન્ની બતાવે છે અને સુન્નીઓમાં મળીને પોતાના મઝહબને તરેહ તરેહથી ફેલાવે છે. ખુદ તેઓની કિતાબોથી તેઓનો પતો ચાલે છે; એટલા સુધી કે, ઘણી વખત સુન્નીઓના નામથી કિતાબો લખીને પોતાના મઝહબને તરક્કી આપવાની કોશીશ કરી છે. એથી આપ સાહેબોને સમજવું જોઇએ કે, કદાચ કોઇ રાફઝી સુન્નીઓની કિતાબથી કોઇ હદીસ મસલો અથવા કિસ્સો પોતાના મઝહબના મતલબમાં બતાવે તો સુન્નત જમાતના આલીમોથી તેહકીક કરવી જોઇએ. એવા આલીમોથી કે જેમને શીયા મઝહબથી પુરી વાકફીયત છે. એ શીવાય જલ્દીથી ન માની લેવું જોઇએ.

બીજું એ કામ કરતા હતા કે, એહલે બૈતના ઇમામો ઉપર એ લોકો જુઠી વાતો લગાવીને નિડર રહેતા હતા અને ઇમામો એમને જુઠલાવતા એટલે કેહતા કે એમણે તકીયાથી અમોને જુઠલાવ્યા છે. આજકાલ પણ અમારા કેટલાક ભાઇઓ કહે છે કે, પીર મશાયખ સાહેબે આલમગીર બાદશાહના ડરથી સુન્નત જમાતના મસ્લા લખ્યા છે એનો જવાબ તો હું આગળ આપીશ. પીર મશાયખના બારામાં એવું કહેવું એમના માટે નવાઇ નથી એ કોમની કિતાબોથી માલમ થાય છે કે, ખુદ ઇમામોએ પણ ઝરૂરત વગર જુઠ બોલ્યું છે. (ખુદાની પનાહ.) એક મસલો એ લોકોમાં એ છે કે, છુટે હાથે નમાઝ પઢવી અને એની સાબેતીમાં કહે છે કે, મક્કા શરીફ-બયતુલ્લાહ શરીફ-માં ચાર મુસલ્લા છે તેમાં કોઇ છુટા હાથે પઢે છે કોઇ બાંધા હાથે પઢે છે. એનો જવાબ એ છે કે, બયતુલ્લાહ શરીફમાં જે ચાર મુસલ્લા છે એ ચાર હન્ફી, શાફી, માલકી અને હંબલીના છે. એ ચારે મઝહબ એહલે સુન્નત વલ જમાતના છે અને શીયા તો

ચારે મઝહબોથી જુદા છે. એક મસલો સીયા મઝહબમાં અઝાનમાં હ૦ અલી (રદી૰)નું નામ લે છે તે છે. એનો જવાબ એ છે કે, અઝાનમાં હ૦ અલી (રદી૰)નું નામ કોઇ દલીલથી સાબીત કરવું જોઇએ. કોઇ દલીલ ન હોય તો એ મસલો મરદુદ છે. હદીસોમાં જે કોઇપણ અઝાનમાં અલફાઝ આવ્યા છે તેમાં કયાંય પણ હ૰ અલી (રદી૰)નું અઝાનમાં નામ લેવું સાબીત થતું નથી. અઝાનમાં અલ્લાહ અને રસુલ શીવાય બીજા કોઇનું નામ લેવું નહી. કોઇપણ મઝહબમાં બીજું નામ લેવાનું નથી; શીવાય રાફ્ઝીઓના મઝહબના.

શીયાઓમાં એક મસલો એ પણ છે કે, વુઝુમાં પગોપર મસા કરે છે અને પગ બધાના પહેલા ધુવે છે. મસો કરવો તો સરાસર કુરઆન અને હદીસના ખિલાફ છે. કુરઆન શરીફમાં અલ્લાહ તઆલાએ પગ ધોવાનો હુકમ આપ્યો છે, અને હદીસથી પણ સાબીત છે કેમકે; હદીસમાં આવ્યું છે કે, વુઝુમાં પગ જરાપણ કોરો રહી જશે તો તેને દોઝખની આગ લાગશે. શીયાઓ પાસે કોઇ દલીલ કુરઆન હદીસથી વધીને હોય તો બતાવે. પગોનું પહેલું ધોવું હદીસોથી પણ ખીલાફ છે. એક મસલો એમનો એ છે કે, કોઇ ઔરતથી એવી શરતપર નિકાહ કરે કે, બીલા ગવા એને એટલો માલ જેવું કે, વીસ રૂપીઆ આપશે અને એટલી મુદત જેવું કે, એક મહીનો એનાથી ફાયદો ઉઠાવશે. મઝકુર નિકાહ શરીઅતમાં બાતીલ અને મનસુખ દલીલ કતઇથી છે; પરંતુ શીયા એને જાયઝ કહે છે. એક મસલો શીયાઓના નઝદીક એ છે કે, બે ત્રણ સહાબા શીવાય બીજા બધા કાફીર હતા. તેઓ ખાસ કરીને હ૰ અબુબકર અને હ૰ ઉમર (રદી૰)થી સખ્ત અદાવત રાખે છે. જોકે હદીસોમાં સહાબીયોની ઘણીજ ફઝીલત આવી છે જેવું કે મીશકાત શરીફમાં છે કે, "ડરો ખુદાથી મારા સહાબીઓના બારામાં અને મારા બાદ તેમને મલામત અને ગાળો ન આપશો. કેમકે; જે તેમને દોસ્ત રાખશે તે મારાજ સબબથી દોસ્ત રાખશે અને જે તેમનાથી દુશમની કરશે તે મારી દુશમનીના સબબથી કરશે." એટલે તેમની દોસ્તી આપ (સલ૰)ની દોસ્તીની નીશાની છે અને તેમની દુશમની આપ (સલ૰)ની દુશમનીની પીછાણુ છે. અને જે સહાબીઓને ઇઝા આપશે તેણે મને ઈઝા આપી, અને જેણે મને ઇઝા આપી તેણે ખુદાને ઇઝા આપી, અને જેણે ખુદાને ઈઝા આપી તો ખુદા તઆલા તેને થોડા અરસામાં પકડશે. મિશકાતમાં છે કે, પયગમ્બર (સલ૰)એ ફરમાવ્યું—જયારે તમે મારા અસ્હાબોને ગાળો દેવાવાળાને જુઓ તો તેને કહો કે, લાનત થાય અલ્લાહ તઆલાની તારાપર એટલે તારી બુરાઇપર. બીજી પણ ઘણી હદીસો છે, બધીને બયાન કરવી અહીં મુશકેલ છે. જરા ઇન્સાફ કરવો જોઇએ કે, રસુલુલ્લાહ (સલ૰)એ જેમની એવી ફઝીલત

બયાન કીધી હોય તેમને એ લોકો દુશમન અને કાફીર કહે તે કેટલું બધું ખરાબ ગણાય? અફસોસ! તેઓ ખુદા રસુલના પણ દુશમન બનતા ડરતા નથી. ખુદા એમને હિદાયત કરે.

કુરઆન શરીફમાં અલ્લાહ તઆલા સહાબાઓની તારીફમાં ફરમાવે છે કે, તેઓ કાફીરોપર સખ્ત છે અને આપસમાં રેહમત કરવાવાળા છે, તમો એમને રૂકુઅ સીજદા કરવાવાળા જુઓ છો; અલ્લાહ તરફની ખુશી શોધે છે જે નિશાની એમની પેશાનીપર છે સીજદાઓની નીશાનીથી. મતલબ કે, કુરઆન હદીસથી સહાબાની ફઝીલત સાબીત છે પછી સહાબામાં ઘણા ખરા જંગે બદર અને ઓહોદમાં હાઝીર થયા અને ઘણાખરાને જન્નતની પણ ખુશખબરી પયગમ્બર (સલ૦)એ આપી છે. ત્યારે શું પયગમ્બર (સલ૦)એ જન્નતની જે ખુશખબરી આપી છે અને ઘણીએક ફઝીલતો બયાન કીધી છે એ બધી જુઠી છે? ખુદાની પનાહ. ખુદા એવા ખ્યાલોથી બચાવે. પયગમ્બર (સલ૦)ની શાનમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે, તેઓ જે કાંઇ ફરમાવે છે તે વહીથી ફરમાવે છે. તો શું ખુદાને એ સહાબાના કુફરની ખબર નહોતી કે, એમની ફઝીલતો આપણા નબી ઉપર મોકલી. ખુદાની પનાહ. ખુદા જાહેલ નથી. તે જુઠ નથી બોલતો. તેમજ પયગમ્બર (સલ૦) પણ જુઠ તો શું, બધા ન્હાના ગુનાહોથી પણ પાક હતા. છતાં આ રાફઝીઓ જરા શરમાતા નથી અને શું શું બકવા લાગે છે.

હવે ખાસ હ૦ અબુબકર તથા હ૦ ઉમર (રદી૦)ની ફઝીલત પણ સાંભળી લો. હ૦ અલી (રદી૦) જમલની લડાઇ બાદ જ્યારે તેઓ પોતે ખલીફા હતા અને તેમને પુરી તાકત અને દબદબો હાસીલ હતો ત્યારે કુફા નામે શહેરના મિમ્બરપર ખુલ્લમ ખુલ્લા ફરમાવ્યું કે, હ૦ પયગમ્બર (સલ૦) પછી તમામ ઉમ્મતમાં સૌથી અફઝલ હ૦ અબુબકર (રદી૦) છે, પછી હ૦ ઉમર (રદી૦). એ શિવાય ઘણીજ હદીસો છે અહીં એટલીજ પુરતી છે. હવે ઇન્સાફ શર્ત છે.

એક મસલો શીયાઓના નજદીક એ છે કે, એ લોકો સહાબાને એવા ગણે છે કે, એમની સબબથી મોહંમદ (સલ૦)ની તમામ ઉમ્મતને પણ લાનતી કહે છે; જોકે ખુદા તઆલાએ હ૦ (સલ૦)ની ઉમ્મતને ફરમાવ્યું છે કે, તમે બધી ઉમ્મતોથી બેહતર ટોળું છો. આથી જણાયું કે શીયાઓનો મઝકુર મસલો કુરઆનથી બીલકુલ ખિલાફ છે. વળી શીયાઓના નઝદીક એક મસલો એ છે કે જેના દિલમાં હ૦ અલી (રદી૦)ની મોહબ્બત હોય પછી તે યહુદી, નસરાની કે હિંદુ હોય જન્નતમાં જશે, અને જેના દિલમાં સહાબાની મોહબ્બત હોય અને તે ગમે તેવો મુત્તકી-પરહેઝગાર હોય દોઝખમાં જશે. આ તેમનો મસલો ગમે

તેવી સમજ ધરાવનાર પણ આસાનીથી સમજી શકે છે. તે મસલો બીલકુલ ખોટો છે છતાં ટુંકાણમાં તેનો જવાબ આપું છું. આ જોવા જેવું છે કે, કુફ્ર નસરાનીયત અને યહુદીયત પણ જન્નતમાં જવાથી નથી રોકતી અને ફકત બધા સહાબાની મોહબ્બત જન્નતથી રોકી જહન્નમમાં પહોંચાડે છે! આથી તો કુરઆન હદીસમાં મુસલમાનો માટે જન્નત અને કાફીરોના માટે દોઝખનો વાયદો કરેલ છે તે બિલકુલ બેકાર ઠરે છે. અજીબ સમજ છે કે જન્નતમાં કાફીર અને જહન્નમમાં મુસલમાન જશે. એવું શીયાઓની અક્કલમાં આવે છે અને ખુદા તઆલાના વાયદાને જુઠો સમજે છે! આવો મસલો તેઓએ શા માટે ઘડયો હશે તેની તપાસ કરતાં જણાય છે કે, એમનો મોટો આગેવાન અબદુલ્લાહ બીન સબા યહુદી મુનાફીક હતો તે જન્નતથી દુર ન રહી જાય તે માટે આવો મસલો તેમના ત્યાં નજરે પડે છે, પરંતુ આવા ખાલી બકવાટથી એને જન્નત મળી શકતી નથી અને ન કોઇ મુરદાના માટે ચીઠી લખવાથી કંઇ ફાયદો થાય છે એતો અલ્લાહના ઇખ્તેયારની વાત છે.

અમારી કોમના કેટલાક માણસો ઓછી સમજવાળાઓને બેહકાવે છે એમના બારામાં પણ સાંભળો. કેટલાએક કહે છે કે, પીર મહેરહુસેન શીયા મઝહબ નથી. અને તેમણે કોઇને તે મઝહબનો હુકમ આપ્યો હોય તેવું કહેનાર જુઠા છે. ત્યારે સોચવાની વાત છે કે જ્યારે મઝકુર પીર સાહેબ શીયા મઝહબના નહોતા ત્યારે રાફઝીઓની વાતોને, જેવું કે છુટે હાથે નમાઝ પઢવી, અઝાનમાં હ૦ અલી (રદી૦)નુ નામ લેવું અને વુઝુમાં પહેલા પગ ધોવા તેવા અમલ કરનારાઓને કેમ મના કરતા નથી? કેટલાએક કહે છે કે, પીર સાહેબને તેની ખબર નથી. તો તે તઅજ્જુબની વાત ગણાય કે, પીર સાહેબને સુન્નીઓના હાલની તો ખબર રહે છે અને શીયાઓના હાલથી બેખબર થઇ જાય છે! તેમના મુરીદોનું પાવળ પીવું, સુન્નીઓના મુરદાઓને કબ્રસ્તાનમાં દફન થતાં અટકાવવાં, કુવાઓનુ પાણી બંધ કરવું, સુન્નીઓને તકલીફ આપવી અને શીયા અકીદો ધરાવનારાઓની હિમાયત કરવી જે બધા ન્હાના મોટા જાણે છે ત્યારે શું પીર સાહેબને તેની ખબર નથી? વળી ગામ મેતામાં જ્યાં પીર સાહેબના વાલીદની કબ્ર છે તે ગામમાં શીયા પેશઇમામ મુકર્રર કરવો અને ત્યાં મદરસો શીયા ઇમામીયા હુસેનીયાનો કાયમ થવો અને પીર મશાયખ સાહેબની કિતાબો પઢવાથી તેમજ તેના પર અમલ કરવાથી મના કરવું અને પીર મશાયખ સાહેબને શીયા મઝહબ જણાવવા, તેઓ ઉપર બાદશાહના ડરથી તકીયો કરી કિતાબો લખી છે એવું તોહમત લગાડવું એ બધી તેમના શીયા મઝહબ હોવાની દલીલ નથી તો શું છે? જરા તેઓ ઇન્સાફથી કામ લે, કયાં સુધી લોકોને આવા ફરેબો આપતા રહેશે?

પીર મશાયખ ઉપર મુકેલ તોહમતોનો જવાબ એ છે કે, જો આપને બાદશાહના ડરથી પોતાની માન્યતાના ખિલાફ સુન્નત જમાતના મસલા લખવા પડતા હતા તો તે ન લખતાં ઘરમાં ચુપચાપ બેસી રહી શકતા હતા. કોઇ તેમના પાસે ઝબરદસ્તીથી સુન્ની અકીદાના એટલા બધા મસલા લખાવી શકતે નહી. બીજુ' એ છે કે, આલમગીર બાદશાહના વખતમાં બીજા પણ શીયા લોકો મૌજુદ હતા જેવું' કે, પીર મશાયખ સાહેબના લખાણુથી સાબીત થાય છેઃ—

કે ઇસ રે મુલકમાં બાત રાફઝી હેં રેહતે,
વે ખલકકુ બદ રાહકી બાત હેં કેહતે.

અને ગવાંરો સેતી મુજે પડા હય કામા,
વે તો મુજસે દુર રેહતે કહી કહી ગામા.

વાં રાફઝી ઉનકો બદ રાહ કરતે,
સો ફરેબ ખાતર ગામ ગામ ફરતે.

જ્યારે બીજા શીયાઓને બાદશાહે કતલ ન કરી નાંખ્યા ત્યારે પીર મશાયખ સાહેબને શું ડર હતો? જો ડરના સબબેજ બધું લખ્યું છે તો ઝરૂર તેઓ તેમાં શીયાનો આડકત્રી રીતે પણ ઇશારો કરતા પરંતુ તેવો ઇશારો તો દર કીનાર પણ પીર મશાયખ સાહેબે તે કિતાબોમાં શીયાઓને ઘણી જગ્યાએ સારીરીતે ઝાટકીયા છે. પીર મશાયખ સાહેબ દીનદાર શખ્સ હતા. તેઓ દીનના માટે પોતાનો જીવ આપી દેતાં દરેગ ન કરતા. જો તેઓના નજદીક શીઆ હક હોત તો ગમે તેવા દબાવ છતાં પણ એનેજ ઝાહેર કરતા અને ન છુપાવતા. વળી એ પણ જોવા જેવું છે કે, જો પીર મશાયખ સાહેબ શીયા અકીદો ધરાવતા હોત તો બીજાઓને શીયા મઝહબથી રોકતે નહી પરંતુ આપે તો બીજાઓને બહુજ સખ્તીના સાથે રોકયા છે જેમકે; પોતે પોતાની કિતાબમાં લખ્યું છેઃ—

દીન ચોર બહોત દેખાતે રે,
લોગોંકો દીનથી ફિરાતે રે.

અલી દોસ્ત આપ હેં કેહલાતે રે,
હક કુચ્છ દિલ નાંહી લાતે રે.

ઉસ કાજ લખા બયાના રે,
સહી કર લખા સો જાના રે.

ચોરોંકા મુંહ મુદાયા રે,
લોખ ડુચા ઓનું મુખ બાયા રે.
નાંહી અબ બોલનેકી ઠામા રે,
ઠગાઇકા દુર કીયા કામા રે.
રાફઝી જુઠા દેખાવે રે,
ફરેબ ના કુછ કામ આવે રે.

જો પીર મશાયખ સાહેબ શીયા મઝહબના હતા તો આલમગીર બાદશાહના બાદ એમની અવલાદે એ કિતાબોનો રદ કેમ નથી લખ્યો અને એ કિતાબોથી કેમ મના નથી કીધું? ઇંગ્રેજી હુકુમતને સૌથી વધારે વરસ અહીં થયા, એ હુકુમતમાં તમામ મઝહબોને આઝાદી રહી તો એમના કહેવાતાં જાનશીનોએ એ કિતાબો પઢવા, રાખવા અને અમલ કરવાથી કેમ ન રોકયા? જયારે પીર મશાયખ સાહેબે શીયા મઝહબનો રદ કીધો અને શીયા મઝહબની તરફદારીમાં કોઇ કિતાબ ન લખી ત્યારે હવે અઢીસો વરસના બાદ શી રીતે જણાયું કે તેઓ શીયા હતા? જે લોકો પીર મશાયખ સાહેબને શીયા મઝહબની તોહમત લગાવે છે એ લોકોના નઝદીક બાદશાહ આલમગીર કે જેણે તમામ હિંદુસ્તાનમાં ઇસ્લામને અને સુન્નતે પયગમ્બરને તાજો કરી દીધો તે બાદશાહ આલમગીરને બદદીન અને બુરા કહેવું એ કેટલું બધું ખોટું છે? આથી પીર મશાયખ સાહેબ ઉપર શીયાનું તોહમત લગાવવું પણ ખોટું ઠરે છે.

કેટલાક મુમનોને એવો ફરેબ આપવામાં આવે છે કે, હ૦ ઇબ્રાહીમ (અલે૦) પયગમ્બર પણ શીયા મઝહબના હતા! જેવું કે કુરઆન મજીદમાં છે કેઃ—એમના ગિરોહથી ઇબ્રાહીમ અલેહિસ્સલામ છે. તો ગિરોહનો મતલબ શીયા મઝહબ લેવો તે ખોટું છે. શીયાઓની અસલ તો શુરૂ મઝમુનમાં બયાન કરી ચુકયો છું કે આ મઝહબની શરૂઆત હ૦ ઉસમાન (રદી૦)ની ખિલાફતમાં અબ્દુલ્લાહ બીન સબા મુનાફિકે કરી છે. અને ઇબ્રાહીમ (અલે૦) તો ખુદ પયગમ્બર (સલ૦)થી બહુંજ સાલ પહેલાં થઇ ગયા હતા તો પછી તે કેવી રીતે શીયા થઇ શકે? (ખુદાની પનાહ.) ઇબ્રાહીમ (અલે૦) જો શીયા હતા તો પછી એમનો દરજ્જો પણ હ૦ અલી (રદી૦)ના દરજ્જાથી ઓછો થયો! પરંતુ સાધારણ સમજ ધરાવનાર પણ સમજી શકે છે કે, સહાબી અને ઉમ્મતીનો દરજ્જો પયગમ્બરથી કદી પણ વધી શકે નહી. સાચી વાત તો એ છે કે, મઝકુર આયતનો તરજુમો પણ બરોબર તેઓ કરી શકતા નથી અને અલ્લાહપર તેઓ જુઠ બાંધે છે અને મઝકુર આયતનો તરજુમો ગલત કરી જાહેલોને બેહકાવે છે. પોતાના મનથી

કુરઆન શરીફના ગલત માયના કરવા તેની સઝા રસુલુલ્લાહ (સલ૦)એ દોઝખમાં ઠેકાણું બતાવ્યું છે. ખુદા તેમને સારી સમજ આપે. અહીં શીયા મઝહબનો ઘણો થોડો મઝમુન બયાન કર્યો છે. આયંદા ઇન્શાઅલ્લાહ મોકો મળતાં ઝરૂરતના મુવાફીક વધારે બયાન કરવામાં આવશે.

હવે આપ લોકોને મારી એ અર્ઝ છે કે, આપ હર રીતે આપસમાં મોહબ્બત–ઇત્તેફાક અને સલાહ સંપથી સુન્નત જમાત અને હન્ફી મઝહબપર સાબીત કદમ રહો. કોઇ મુખાલિફ તમને શક શુબામાં નાંખે ; તો આલીમોથી પુછીને તહકીક કરતા રહો અને ઘણીજ હિમ્મતના સાથે દીન ઇસ્લામપર મઝબુત રહો. અલ્લાહ તઆલા હર વખત અમારો મદદગાર રહેશે. હવે અલ્લાહ તઆલાથી દુઆ છે કે, અમોને હંમેશા નેક કામ કરવાની તોફીક આપે, બુરાઇઓથી બચાવે અને આખેરતમાં અમારા વાસ્તે ભલાઇ થાય. આમીન. આમીન. આમીન.

સુલેમાન હાજી નુરમહંમદ ખરોડીયા ગઠામણવાળા.
તાલેબુલ ઇલ્મે મદરસા ગામ ગઠામણ.

---

(સુન્નત જમાતની સાબેતીઓ હ૦ પીર મશાયખ સાહેબની કિતાબોમાં ઘણી મળી આવે છે તેમાંથી ફક્ત થોડીકજ અહીં રજુ કરીએ છીએ.)

બાંધા હાથે નમાઝ પઢવા બાબત.

પીછે જમને રે હાથકુ ડાબે પર ધરના,
સો ડુંટીકે તલે કામ એ કરના.
સો ઉંગલીઆં હથેલી ખોલે હાથું હો કેરી,
સો હાથું પર હાથ જબ જોડે રે સવેરી.

* * * *

ઇમામ આઝમ કેરા હય મઝહબ મેરા,
અબી હન્ફી જીસે કેહતે હંય બુઝીઓ સવેરા.

* * * *

સહી રહમત અનુ પર કરે રે દહી,
ઓનુ ઇજતેહાદ કેરી બાત સહી રે લહી.

* * * *

હનફી હોઇઓ મુમના, કીજે ઇબાદત રીતરે,
જેસી ઓસ મઝહબમાં, વે મન ધરની પીતરે.

(કિતાબ ઇબાદત–હ૦ પીર મશાયખ કૃત.)

# ઇત્તેફાક એટલે હળીમળીને રહેવું.

الحمدلله رب العلمين والصلوة والسلام على سيدالمرسلين وعلى اله و اصحابه واتباعه اجمعين- اعوذبالله من الشيطن الرجيم- بسم الله الرحمن الرحيم- واعتصموا بحبل الله جميعا ولا تفرقوا واذكروا نعمت الله عليكم اذكنتم اعداء فالف بين قلوبكم فاصبحتم بنعمته اخوانا وكنتم على شفا حفرة من النار فانقذكم منها كذالك يبين الله لكم اياته لعلكم تهتدون-

એટલે એ ઇમાનવાળાઓ, ખુદાની રસ્સીને એટલે કુરઆનને મજબુત પકડો. એટલે કુરઆનના હુકમ ઉપર કાયમ રહો. અને તેના ઉપર ભરોસો રાખી અમલ કરો. અને ખાલી લપેટીને ઘરના ગાંખલામાં મત રાખી મુકો. જેવું કે આજ કાલ અમારા મુમન ભાઇ પીર મશાયખ (રહે૦)ની કિતાબોને રાખી મુકે છે. અને કદી જોતા પણ નથી. યા જુએ છે તો કશું સમજતા નથી. એ પ્રમાણે કુરઆનના સાથે આપણે પણ કરી રહયા છીએ તે માટે અલ્લાહ તઆલા ફરમાવે છે કે કુરઆનને મઝબુત પકડો અને તેના હુકમ ઉપર બધા લોકો ભેગા અને એકઠા રહો. જુદા જુદા ટોળા ન થાઓ. અને તમારા ઉપર ખુદાની જે નેઅમત થઇ તેને યાદ કરો કે તમે લોકો આપસમાં એક બીજાના દુશમન હતા અને અંદર અંદર મરવા મારવા તઇયાર રહેતા હતા અને કજીઆ કરતા રહેતા હતા.

તફસીર કબીર વગેરેમાં લખ્યું છે કે, ઓસ અને ખજરજના કબીલાઓમાં ૧૨૦ વરસથી લડાઇ ચાલતી હતી અને સુલેહ થતી ન હતી. પણ જયારે ઇસ્લામ ચમકયો તો તમામ દિલોની બુરાઇઓ અને અદાવતો જતી રહી. આ ઉપરથી સારીરીતે માલુમ થઇ ગયું કે, આપસમાં મોહબ્બત અને સંપ રાખવાનો તરીકો આ છે કે, શરીઅતના હુકમ ઉપર મજબુતીના સાથે કાયમ થઇ જવું. એના શીવાય બીજા હજાર રસ્તા અખતીયાર કરો અને માથું કુટો પણ કંઇ મળવાનું નથી.

જયારે ઇન્સાન બીજા ગામ જવા વિચાર કરે તો તે ગામના રસ્તાના વાકીફગાર–ભુમીયાના કહયા પ્રમાણે ચાલે તો તે ગામ પહોંચી શકે અને તેને મુકી દઇ સાત ઝમીનોની અગર સેર કરી લે તોપણ તે ગામમાં પહોંચી શકે નહી. અને પોતાના ભમવામાં અંધાધુન થઇ બીજા ગામોને જોઈ અસલ ગામને પણ ભુલી જશે અને યાદ આવશે તોપણ પોતાના ખ્યાલથી એવું જાણશે કે હું તે ગામના રસ્તાપર ચાલું છું અને ભમી ભમીને થાકી જશે અને ગામ સુધી ન

પહોંચશે. હવે યાદ રાખવું જોઇએ કે, જ્યાં સુધી શરીઅતને રેહબર (ભુમીયો) સમજી તેની તાબેદારી અખત્યાર ન કરશો ત્યાં સુધી કંઇ હાસીલ થવાનું નથી. પરંતુ જેટલા શરીઅતથી વેગળા થતા જશો તેટલો આપસમાં કુસંપ વધશે.

જેવું કે કિતાબ તરગીબુત તરહીબમાં બૈહકીની રીવાયત છે કે ઇબ્ને ઉમર (રદી૦)એ ફરમાવ્યું છે કે, રસુલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું કે તમારો કેવો હાલ થશે જ્યારે તમારામાં પાંચ ખરાબીઓ જાહેર થશે. તેમાંથી એક આ ફરમાવી છે:—

ما غفلوا كتاب الله وسنة نبيم الا جعل الله باسهم بينهم-

એટલે જ્યારે લોકો કુરઆન અને હદીસથી અંજાણ થઇ જાય છે ત્યારે અલ્લાહ તઆલા તેમના બળને તેઓના અંદર અંદર ખર્ચ કરાવે છે. એટલે તેઓ માંહો માંહે લઢી મરે છે અને ઝોર આઝમાઇ કરતા રહે છે. આ ઉપરથી માલુમ થયું કે સંપ ઉત્પન્ન થવાનો રસ્તો ઇમાન અને નેક અમલ છે. અને આ પણ સમજમાં આવ્યું કે કુસંપ ઇમાનની કમઝોરી અને ગુનાહોના સબબથી થાય છે. તે માટે સંપ રાખવું જરૂરી છે અને તેજ માટે કુરઆન અને હદીસમાં સંપથી રહેવાની તાકીદ અને અને કુસંપથી રહેવાંની મનાઇ ફરમાવેલ છે અને તેને દુર કરવાની તાકીદ આવી છે જે ઉપરથી હું બયાન કરૂં છું કે અલ્લાહ તઆલા ફરમાવે છે:—

واطيعوا الله ورسوله ولا تنازعوا فتفشلوا وتذهب ريحكم-

એટલે એ ઇમાનવાળાઓ ખુદા અને રસુલની તાબેદારી ખુશીથી કરો અને આપસમાં મત લડો કેમકે; ટંટા કરવાથી નાહિમ્મત અને ડરપોક થઇ જશો. તમારો માલ અને દવલત જતી રહેશે અને તમારો દુશમન તમારા ઉપર ફાવી જશે અને ફરમાવ્યું છે કે:—

انما المؤمنون اخوة فاصلحوا بين اخويكم واتقوا الله لعلكم ترحمون-

એટલે બેશક આ વાત છે કે ઇમાનવાળા મુસલમાન આપસમાં એક બીજાના ભાઇ છે અગર બે ભાઇઓના અંદર ટંટો ઝઘડો થઇ જાય તો તમારા ભાઇઓને સમજાવી દો અને અલ્લાહથી ડરો તો તમારા ઉપર મહેરબાની કરતો રહે અને હદીસ શરીફમાં છે કે અબુ હુરેરા (રથી૦)થી રીવાયત છે કે રસુલે ખુદા (સલ૦)એ ફરમાવ્યું છે કે, જો ખુદા અને કયામતના દીવસપર ઇમાન રાખતો હોય તો સગપણ આપસમાં રાખીશ. સગાઓથી હળીમળીને રહે. આ રીવાયત બુખારી અને મુસ્લીમને બયાન કરી છે એ હદીસ બયાન તરગીબ અને

તરહીબમાં છે. વળી મીશકાત શરીફમાં લખ્યું છે કે, અનસ (રદી૦) કહે છે કે, નબી (સલ૦)એ એમ ફરમાવ્યું કે જે માણસ પોતાની રોજીમાં વધારો અને ઉમરમાં ઝયાદતી એટલે બરકત થવાને પસંદ કરતો હોય તો તેને જોઇએ કે, સગાઓથી મળી સગપણમાં વધારો કરે અને હળીમળીને રહે.

અબુ હુરૈરા (રદી૦)થી રીવાયત છે કે, નબી (સલ૦)એ ફરમાવ્યું કે, આપસના ટંટા અને કજીઆથી તમો બચો કેમકે તે મુંડવાવાળી અને ખરાબ કરવાવાળી ચીજ છે. રીવાયત કરી તીરમઝીએ. એટલે તમારા દીનને ઉસતરાની માફક મુડી નાંખે છે અને મટાડી દે છે, અને તમોને બેદીન કરીને મુકે છે, અને અબુ હુરૈરા (રદી૦)થી રીવાયત છે કે, નબી (સલ૦)એ ફરમાવ્યું કે તમે લોકો જયાં સુધી મોમીન નહી બનો ત્યાં લગી જન્નતમાં નહી જશો અને આપસમાં એક બીજા સાથે સંપ, મોહબ્બત અને હેત નહી રાખો ત્યાં સુધી મોમીન નહી બનો; અને શું હું તમને એક એવી ચીજ ન બતાવું કે જો તમો તેને કરો તો આપસમાં સંપ મોહબ્બત કરવા લાગો. તે આ વાત છે કે, આપસમાં સલામને ફેલાવો. એટલે એક બીજાને સલામો અલયકુમ કરો. રીવાયત કરી તેને મુસ્લીમે.

અને નોઅમાન બીન બશીરથી રીવાયત છે કે, રસુલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું કે તમે ઇમાનવાળાઓને જોશો કે આપસમાં એક બીજા ઉપર રહમ કરવામાં અને મોહબ્બત રાખવામાં અને એક બીજાની મદદ કરવામાં એક બદનના જેવા છે. જેમકે બધા શરીરમાં કોઇ ભાગમાં પીડા હોય તો તમામ શરીર તેના લીધે તાવમાં ફસે અને નીંદ્રા ઉડી જાય છે. રીવાયત કરી તેને બુખારી અને મુસ્લીમે. એટલે કામીલ મોમીનની એ નીશાની છે કે મુસલમાન ભાઇને દુખમાં દેખતાં પોતાના હીયામાં બળતરા થાય અને તેની મદદ કરે. અને અબુ હુરૈરા (રદી૦)થી રીવાયત છે કે, રસુલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું કે જે માણસ આપણા મુસલમાન ભાઇથી ત્રણ દીવસથી વધારે રીસાઇ અને તાઅલ્લુક મુકી દે પછી તે મરી જાય તો દોઝખમાં જશે. રીવાયત કરી એને એહમદ અને અબુ દાઉદે. અને અબુ ખરાસ સુલેમીથી રીવાયત છે કે રસુલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું છે કે, જે માણસ આપણા ભાઇ મુસલમાનથી એક વરસ સુધી તઅલ્લુક અને બોલ ચાલ છોડી મુકે તો એવું છે કે એને આપણા ભાઇને કતલ કરી નાંખ્યો. રીવાયત કરી અબુ દાઉદે અને એના સીવાય બીજી ઘણીજ આયતો અને હદીસોથી સંપ અને હળીમળી રહેવા માટેની ઘણી તાકીદ અને ફઝીલત માલુમ થઇ છે અને આપસમાં નાઇત્તેફાકી અને કુસંપ રાખવાની ખરાબી અને બુરાઇ માલુમ થાય છે તે માટે સંપી રહેવાની ફીકર કરવી જરૂરી છે અને એની રીત તે છે કે જે ખુદાવંદ તઆલા અને રસુલ (સલ૦)એ બતાવી છે. યાને શરીઅતની પુરી

તાબેદારી કરવી. હવે અહીંઆ એક વાત જરૂરી અરજ કરૂં છું કે અમારી મુમન કોમમાં આજકાલ એક જબરદસ્ત કુસુંપ ફેલાઇ રહેલ છે તેનું કારણ કે બેઇલ્મ અને શરીઅતના હુકમોથી અજાણ્યા છે. એ કુસુંપ દુર કરવાની કોશીશ ઘણી જરૂરી છે અને તેની રીત જે ઉપર મજકુર થઇ ચુકી છે પણ શરીઅતના હુકમોથી વાકીફ થવાના માટે જરૂરી છે કે આલીમોના પાસે જઇ તેમની વાતો સાંભળો. પોતે ઇલ્મ પઢીને વાકીફ થાય. જેવી રીતે અમારા ઘણા ભાઇઓ પઢીને ઇલ્મની ઘણી વાતો સાંભળી સારા રસ્તા ઉપર આવ્યા છે અને આવે છે અને બાકીના પણ ખુદા કરશે તો ધીમે ધીમે શરીઅતના રસ્તાપર કાયમ થઈ જશે. પરંતુ આ વખત રસ્તાથી ભટકેલા ભાઇઓ માટે સીધો માર્ગ મળવાની રીત એ છે કે હ૦ પીર મશાયખ (રહે૦)ની લખેલી કિતાબોને સમજીને પઢે અને તે ઉપર અમલ કરે કેમકે હ૦ પીર મશાયખ (રહે૦)–ખુદા તઆલા તેમની રૂહ ઉપર પોતાની રહમતનો વરસાદ વરસાવે અને તેમની કબરને રોશન કરે–કે તેમણે બહુ મેહનત અને દુખ અમારા માટે ઉઠાવેલ છે. અગર અમો તેમની તકલીફોની કંઇ કદર ન કરીએ તો અમારાથી વધારે આપનો નગુણો માણસ બીજો કોઇ ન હશે. તે માટે તેમની એ કીતાબોને જોઇ સમજદાર બયાનીઓથી સમજવું જોઇએ. અને તે ઉપર અમલ કરીને ઇમાન અને નેક કામોમાં મજબુત થવું જોઇએ. એના લીધે આપસમાં મોહબ્બત અને ભાઇચારો વધે અને હાલમાં પણ જુઓ કે જે મોમીન ભાઇ એ કીતાબોને સમજયા અને મારગે ચઢયા તેઓમાં અંદર અંદર કેવી મોહબ્બત છે અને એજ મોહબ્બતના કારણથીજ આજે આ જલસાની રવનક છે. હવે હું મઝમુનને તમામ કરૂં છું. અલ્લાહ તઆલા સર્વે ભાઇઓને આપસમાં એક કરી દે અને દીલોમાં હેત મોહબ્બત પેદા કરી દે અને સીધો માર્ગ શરીઅતનો બતાવે અને તે ઉપર કાયમ કરી દે તેમજ કબર અને આખેરતમાં બેહતરી કરે. આમીન.

وصلى الله تعالى على خير خلقه سيدنا محمد
وعلى آله واصحابه اجمعين—

મુમન અબદુરરહીમ દોસ્તમહમદ ઢુકા
ગામ હસનપુરવાળા.

તાલેબુલ ઇલ્મે મદરેસા શહેર પાલનપુર.

સો બરકત દીન નબીજી હો કેરી રે,
હય રોશની દન દન દીન સવેરી રે.
ભાઇ તમે મેરે હો દીન કેરે રે,
બાંધો ને કમર સહી સવેરે રે.
અપનુ ઝમાના હય બખ્તું પાયા રે,
તારીફ કેરા છેહ ના આયા રે.
બાંધ કમર બેગે આહો ભાઇ રે,
દીનકે કાજે સો દોડ ધાઇ રે.
આપ મલ દીનકા કીજે સામાના રે,
બેર બેર નાંહી અસા ટાના રે.
ઐસી ખુબી દીન કાજ કીજે રે,
દલ મુનાફિક આતિશ દીજે રે.
કે મુનાફિક ખુબીકુ દેખના ચાવે રે,
કે અપની ખુબી દેખ લોભાવે રે.
મુનાફિક ટોળી ભાગી જાવે રે,
કે છુટ છુટ ઓનુથી દીનમાં આવે રે,

*　　*　　*　　*

હમના હય તમના દીનકે ભાઇ રે,
કાજ મલે હય કરને કમાઇ રે.
વે સોચ પુરા હય મન માંહે ધરના રે,
તો હય તમના હમનાકુ મલના રે.
નાંહી તો મલના હોવે કૈસા રે,
ચંદા ને રાહુ હય વૈસા રે.

*　　*　　*　　*

જો તુજે રબ સંગ નેહ હય, કર તુ નેહકી બાત રે,
જે હય દુરીજન રબકે, આદમ જીન જે ઝાત રે.

જાન વે હય દુરીજન તેરડે, એ હય નેહ કામ રે,
મલના ઓસે ના રે ચાવસુ, લેવે ના જે રબ નામ રે.

* * * *

નિસ દિન દુરીજન લશકર લેકર, લુટનેકુ હય ચાતા,
ફોજાં ફોજાં શૈતાન કેરી, હય વો દેખો ભેજાતા.
સુન રે ઇમાની કરના મેલાવા, કરના જંગ સામાના,
દુરીજન ચંતા છોડે નાંહા, તુ મત હો રે નાદાના.
લશકર ઉસ્કા દીસે નાંહા, બિન દેખે લુટ જાવે,
દુરીજન જીતના હય, ઐસા ઇમાની ન કયું ચિંતા લાવે?
તો નિસદિન મુમન કરો મેલાવા, નિસદિન કાજ ચિંતા,
દુરીજન જો હય કેડે પડયા, રેહના કસે નચિંતા ?
અરે મેલા ભાઇ દીન કેરે મેરે, નિત કરો મેલાવા,
સો દુરીજન સેતી ઝુઝને કાજ, મેલા મન ધર ચાવા.
એક એક કેરી મદદ કરાહો, ધસ ધસ કરો ધાવા,
ચોપટ ધાવ હય કુડે આના, બૅરીકો દેના હય દાવા.

* * * *

એતો હય કરની દીન કાજ સહી રીત રે,
દન દન મુમન કરની અદકી પીત રે.
કરો મેલાવા દીન કાજ ભાઇ આવ રે,
દુરીજન હય જંગ જીતના દે દે દાવ રે.
અબ મેલાવા કર કર લીજીએ બૅર રે,
હોઓને હોંશીયાર ભાઇ કહી કહી પૅર રે.
દીન કાજે યું મલના ભાઇ નસ દન રે,
નસીઅત મેરી રાખીયો સુન સુન મન રે.

(કિતાબ ગઝવાત–હ૦ પીર મશાયખ કૃત.)

---

# મીરાસ એટલે મર્યા પછીના માલની વ્યવસ્થા.

الحمدلله رب العلمين والصلوة والسلام على سيدالمرسلين وعلى اله و اصحابه واتباعه اجمعين- اعوذبالله من الشيطن الرجيم- بسم الله الرحمن الرحيم- تلک حدودالله- ومن يطع الله ورسوله يدخله جنات تجرى من تحتها الانهر خلدين فيها- و ذالک الفوز العظيم- ومن يعص الله ورسوله ويتعد حدوده يدخله ناراً خالداً فيها وله عذاب مهين—

હમ્દ અને સલાતના બાદ જાણવાનું કે, અલ્લાહ તઆલાએ કુરઆન શરીફમાં મૈયતના માલની વ્હેંચણી તથા વારેસોના હિસ્સાઓને વિગતવાર બયાન ફરમાવ્યા છે અને સર્વે હીસ્સાઓ વીગેરે જણાવ્યા પછી ઉપર લખેલ બે આયતો બયાન ફરમાવી છે. પહેલી આયતમાં વિરસો વાંટવો વગેરેનું બયાન કર્યું છે. તે ખુદાની હદો છે કે દરેક મુસલમાન તે હદોમાં રહે તેનાથી આગળ ન વધે અને બહાર પગલું ન ભરે. અને જે ખુદાની તાબેદારી કરશે એટલે દરેક વારેસને ખુદા અને રસુલના હુકમના માફિક હિસ્સો પહોંચાડશે તો અલ્લાહ તઆલા તેને એવી જન્નતમાં દાખલ કરશે કે તે જન્નતોમાં નેહરો વહે છે અને હમેશના માટે દાખલ કરશે. અને એજ મોટી મુરાદ અને નસીબદારી છે. અને બીજા આયતમાં ફરમાવે છે કે જે ખુદા અને રસુલની નાફરમાની કરશે એટલે દરેક વારેસોનો શરીઅતના હુકમ માફક તેઓનો હિસ્સો ન આપશે અને ખુદા તઆલાની હદો ઓળંગી જશે એવી રીતે કે કેટલાક વારેસોને આપશે અને બીજાઓને ન આપે જેવી રીતે કે કાફેરો અને મુશરીકો કે તેઓ ઓરતો અને છોડીઓને નહી આપતા હતા તો જે કાફેરોના મજકુર કામને પસંદ અને અખત્યાર કરશે તો અલ્લાહ તઆલા તેને હમેશાના માટે દોઝખમાં નાંખશે અને તેના માટે અઝાબ ઝલીલ કરનાર છે. આ ટુંક તફસીર અને તરજુમો બીજી આયતનો થયો. મતલબ કે મજકુર આયતોથી જણાયું કે, મૈયતના માલને શરીઅતના હુકમના માફક તેના વારેસોમાં વ્હેંચવાનો કેટલો મોટો સવાબ અને સદાનું આરામ છે અને શરીઅતના વીરૂદ્ધ કરવાથી સખ્ત વબાલ છે. તો દરેક મુસલમાનને જોઇએ કે જ્યારે તે ખુદા અને રસુલ પર ઇમાન રાખે છે અને કુરઆન અને હદીસને સાચા સમજે છે તો દુન્યાની થોડી સરખી મુરદાર દવલતના માટે હમેશનો વબાલ ન ખરીદે અને જ્યારે કોઇ મરે તો આલિમોથી મસલો પુછી

શરીઅતના માફક વારેસોને આપી દે. મીરાસના મસલા જાણવું ઘણું જરૂરનું છે. અલ્લાહ તઆલાએ પોતાના કલામમાં ઘણા ખરા વારેસોના હિસ્સા વીગતવાર જુદા જુદા બયાન કરી દીધા છે તેને કોઇ બદલી શકતું નથી અને વળી બયાન ફરમાવી દીધું અને આ સાફ ખુલ્લા હુકમો અલ્લાહ તઆલાએ પોતે ઝાહેર કરી દીધા કે, તમે લોકો ગુમરાહ ન થાઓ. મતલબ કે અલ્લાહ તઆલાએ ઘણી તાકીદો સાથે મીરાસના હુકમો બયાન ફરમાવ્યા છે. તો હવે એ ઇલ્મનું શીખવું તથા શીખવવું અને તે પર અમલ કરવું ઘણું જરૂરી છે અને એજ અર્થે (મીશકાત શરીફમાં એક રીવાયત છે તેની મતલબ એવી છે કે) એકવાર હઝરત પયગમ્બર (સલ૦)એ ફરમાવ્યું કે, હે લોકો હું તમારા અંદર હમેશા રહીશ નહી માટે તમો ફરાએઝ એટલે મીરાસના એહકામ શીખી લો અને લોકોને શીખવો. તે વખત નજીક છે કે વહીનો દરવાજો બંધ થઇ જશે એટલે હ૦ નબી સાહેબની વફાત થઇ જશે અને ઇલ્મ એટલા ઓછા પ્રમાણમાં રહી જશે કે બે માણુસો કોઇ જરૂરી મસલામાં ઝઘડો કરશે અને તેનો ફેસલો કરનાર કોઇ મળશે નહી. અને એક વખતે ફરમાવ્યું (કીતાબ સિરાજી):—

تعلموا الفرائض وعلموها الناس فانها نصف العلم—

તરજુમો—ફરાએઝ એટલે મીરાસના મસલા પોતે શીખો બીજાને શીખાવો કારણ કે તે અર્ધો ઇલ્મ છે. અને ઉલ્માઓએ બયાન કર્યું છે કે ફરાએઝના એક મસલાના શીખવવાનો બીજા સો મસલા શીખવવા જેટલો સવાબ મળે છે. અને પયગમ્બર (સલ૦)એ ફરમાવ્યું છે કે, મારી ઉમ્મતમાંથી બીજા તમામ ઇલ્મો કરતાં મીરાસના ઇલ્મ સઉથી પહેલાં ઉઠી જશે. જેવી રીતે કે, હાલના વખતમાં જોવામાં આવે છે કે મીરાસના ઇલ્મની ચળવળ બીલકુલ રહી નથી. અને મુસલમાનોની એવી હાલત થઇ ગઇ છે કે તેઓને એટલી પણ પરવાહ નથી કે કંઇ મીરાસના અહકામ છે કે નહી? બસ પરાયો માલ ખાઇ જવા શીવાય બીજુ કશું એમનાથી થતું નથી. ભાઇઓ શરીઅતમાં દરેક વાતોનો ફેસલો મોજુદ છે. તમો ખુદાના માટે મોલ્વીઓને પુછો તો ખરા. ખુદાના સામે જવાનું છે. જરા જરાનો હીસાબ આપવાનો છે. દુન્યામાં તો પરાયો માલ હજમ કરી જાઓ છો પણ ત્યાં સર્વે ફુટી નીકળશે તે વખતે અફસોસ અને પસતાવો કરશો પણ તેનાથી કશો ફાયદો થવાનો નથી. શરીઅતના હુકમ પ્રમાણે અમલ કરશો તો તમે આખેરતમાં હમેશા આરામ કરશો અને ખુદાએ ચાહયું છે તો દુન્યામાં પણ બરકત અને ફાયદો નસીબ થશે અને જો તેનું ફળ દુન્યામાં ન પણ મળે તો દુન્યા કાંઇ હમેશની જગ્યા નથી. થોડા દિવસોમાં મરી જવાનું છે અને કફનનું કપડું પહેરી અંધારી કોટડીમાં ધુળના બીછાનાપર ખાલી હાથે એકલા

સુવાનું છે. તો ત્યાંના માટે કંઇ રોશની અને આરામનો બંદોબસ્ત કરવો જોઇએ. ભાઇઓ ખુદાથી ડરો અને રસુલુલ્લાહ (સલ૦)થી શરમાઓ. મુરદાર માલની મોહબ્બત છોડો. ખુદા અને તેના રસુલ (સલ૦)ની મોહબ્બત પેદા કરો. માલ કશા કામમાં આવશે નહી. અલ્લાહ તઆલા ફરમાવે છેઃ—

يوم لا ينفع مال ولا بنون الا من اتى الله بقلب سليم—

એટલે કયામતના દિવસે માલ અને ઓલાદ કાંઇ પણ કામ આવશે નહી પણ જે માણસ સાફ દિલ લઇ આવશે તેને છુટકારો મળશે. હવે મૈયતના માલનો શરીઅતનો હુકમ સાંભળો. તે એ છે કે, જ્યારે કોઇ માણસ મરી જાય તો સહુથી પહેલા તેના માલમાંથી તેનું કફન તથા દફન શરીઅતના હુકમ પ્રમાણે કરવું જોઇએ. ત્યાર પછી તેનો માલ વધે અને મુરદા પર દેવું હોય તો તે વાળવું જોઇએ. જો દેવામાં તમામ માલ ખલાસ થઇ જતો હોય તો તે સઘળો આપી દેવો જોઇએ અને જો દેવું વાળતા માલ બાકી રહે તો તે માલના ૧/૩ ત્રીજા ભાગમાંથી જો મુરદાએ શરીઅતના કાયદા પ્રમાણે વસીયત કરી હોય તો તે વસીયતને અદા કરવી જોઇએ. ત્રીજા ભાગથી વધુ વારેસોની રજા સીવાય મય્યતના માલમાંથી વાપરવું જાએઝ નથી. અને જો વારેસોમાં નાબાલેગ બાળક હોય ને તે રજા આપે તોપણ તેનો એતેબાર નથી અને તેના હિસ્સામાંથી ખર્ચ કરવું જાએઝ નથી. અને ત્રીજા ભાગમાંથી પણ વસીયતનું જારી કરવું તે વખત દુરૂસ્ત છે કે તે વસીયત શરીઅતના હુકમના માફીક હોય. જેમકે મુરદાના ઉપર કેટલીક ફરઝ નમાઝો યા રોઝા યા ઝકાત યા હજ વીગેરે બાકી રહી ગઇ હોય અને તે પોતે કહી પણ ગયો હોય કે મારા માલમાંથી નમાઝ યા રોઝાનો ફીદયો આપશો અથવા ઝકાત આપશો યા હજ કરાવશો યા બીજા કોઇ નેક કામની વસીયત કરી હોય જેમકે અમુક મીસકીનને આટલું આપશો તો એ દુરૂસ્ત છે. અને જો કોઇ વસીયત શરીઅતના હુકમના ખીલાફ હોય જેમકે મારા માલમાંથી મારી પાછળ દસમુ વીસમુ ચાલીસમુ કે વરસી કરશો અથવા તો બાપ દાદાની રસમ અદા કરવા માટે ન્યાત જમાતને ખવડાવશો. તો એવી વસીયતને અદા કરવું જાએઝ નથી. ઘણી અફસોસની વાત છે કે આજે જે જે કોમમાં જમાતબંદી છે તેઓ આવી શરીઅત વીરૂધ વસીયતોને ઘણાજ શોક અને ખુશીથી અદા કરે છે. અને જો કોઇ ન કરે તો તેના પાસે ફરજીયાત રીતે કરાવે છે અને નહી માનનારને દંડ કરે છે યા જમાત બહાર મુકે છે. એ તદન ઝુલ્મ અને હરામ છે. આવી રીતે દંડ કરવું પણ જાએઝ નથી અને એવી દાવતમાં જે શામેલ થશે તે પણ ગુનેહગાર થશે અને દરેક શામીલ થનારાઓના ગુનાહો જેટલો ગુનાહ એકલા દાવત કરનારને પણ થાશે. મુળ તો એવી દાવતો કરવીજ

નાજાએઝ છે ને વળી નાબાલેગના હીસ્સામાંથી જો દાવત કરી હોય તો એનાથી પણ વધારે વબાલ છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે જેઓ યતીમોનો માલ જુલમથી ખાય છે તેઓ પોતાના પેટોમાં આગ ભરે છે અને તેઓ ટુંકમાં દોઝખમાં જશે. સાહેબો, ખુદાના માટે આખેરતના અઝાબથી ડરો અને શરીઅતની હદ ના ઓળંગો. પોતાના હાથે પોતાની ખરાબી ના કરો એવીજ રીતે મરનાર પોતાના કોઈ વારેસના માટે થોડો યા વધારે માલ આપવાનું કહી જાય અથવા તો તમામ માલ એકજ વારેસને આપી દેવાને કહી જાય અથવા સ્ટામ્પ પર લખી દે કે મ્હારો વારેસ ફલાણો, જેવું કે ઓરત યા બેટીને તમામ માલ મળે અને બીજા વારેસોને ન મળે તો તેનું એવી રીતે લખવું કે કહેવું મોતેબર નથી. આવી વસીયત અથવા લખાણથી બીજા વારેસો મેહરૂમ થાશે નહી. પણ જેઓ હકદાર છે તેઓને તેઓના હીસ્સા મુજબ આપવું વાજેબ છે. કમ યા વધારે કોઇને પણ રજા આપનાર વારીસની રજા વગર આપી શકતા નથી અને કોઇને મહરૂમ પણ રાખી શકતા નથી. જો મરનારે પોતાની તન્દરૂસ્તીમાં પોતાનો તમામ માલ યા થોડો માલ કોઇને આપી દીધો અને તેણે માલ લઇ પણ લીધો તો તેમાં બીજા વારેસોનો હક નથી અને તે મય્યતનો માલ પણ નથી. પણ એ પ્રમાણે શરીઅતની રજા વગર કરવું ઘણું ખરાબ છે. કેમકે બીજા વારેસો બીલકુલ મેહરૂમ રહેશે અથવા તેમને ઓછું મળશે. એ બન્ને બાબતો ગેર-વ્યાજબી છે. હદીસ શરીફમાં છે કે કેટલાક લોગ તમામ ઉમર ખુદાની બંદગીમાં રહે છે અને મરતી વખત વારેસોને મીરાસમાં નુકસાન પહોંચાડે છે. અલ્લાહ તઆલા તેઓને દોઝખમાં પહોંચાડશે. અને બીજી હદીસમાં છે કે જે પોતાના વારેસોને મીરાસથી મહરૂમ રાખશે તો અલ્લાહ તઆલા તેને જન્નતથી મહરૂમ રાખશે. અહીંથી એમ પણ સમજી લેવું જોઇએ કે જે માણસ પોતાની ઝીંદગી અને તંદરૂસ્તીમાં ઓલાદની શાદીમાં જણસો વીગેરે ઓલાદને આપી દે છે શરીઅતમાં તે મય્યતના માલમાં લખાશે નહી. મય્યતે છોડેલા માલમાંથી છોકરા છોકરીનો જે હીસ્સો હોય તે આલીમોને પુછી તેઓને દેવું વાજીબ છે. કેટલાક લોકો ઓરતને પણ હીસ્સો આપતા નથી પણ જો મરનારની ઓલાદ ન હોય તો તેની ઓરતને તેના માલમાંથી ૧/૪ કુલ માલનો ચોથો ભાગ મળવો જોઇએ અને જો મરનારને ઓલાદ હોય તો ૧/૮ કુલ માલનો આઠમો ભાગ તેને મળશે. મજકુર ૧/૪ યા ૧/૮ (ચોથો યા આઠમો) ભાગ તેને મહેરના સીવાય છે. મહેર જો તેણીએ માફ ન કરી દીધી હોય તો તેણે પહેલા તે અદા કરી હીસ્સા વહેંચવા જોઇએ અને જો ઓરત પોતે મરતી વખત મહેર માફ કરે તો તેમ થઇ શકતું નથી. જો તેણી વારેસો અને તે પણ દરેક આકેલ અને બાલેગ હોય ને તઓ માફ કરી દે તો માફ થાશે. નાબાલેગના માફ કરવાનો એતેબાર નથી. જેવી રીતે ઓરતને

મીરાસથી મહરૂમ કરી દેવું જાએઝ નથી તેવીજ રીતે ઓરતને પોતાના હીસ્સાથી વધુ લેવું પણ જાએઝ નથી. જેમકે કેટલીક ઓરતો પોતેજ તમામ માલપર કબજો કરી લે છે અને બીજા વારેસોને આપતી નથી અને નકામો તે માલને બરબાદ કરી નાંખે છે. એ પણ ખરેખરૂં જુલમ અને હરામ છે. માટે મય્યતના માલને શરીઅતના હુકમ પ્રમાણે દરેક હકદારોને પહોંચાડવું જોઇએ. એમાં મુરદાને પણ સદકાના જેવો સવાબ મળશે અને વારેસો પણ વબાલથી બચી જશે. મય્યતને ગુસલ આપ્યા પછી જે કપડાં વીગેરે મુરદાના બદનપરથી ઉતારવામાં આવે છે તે કપડાં ગુસલ દેનારને આપી દેવામાં આવે છે તેમ ઘરમાંથી પણ મય્યતના કપડા વીગેરે લઇ ગરીબોને વહેંચવામાં આવે છે તે પણ નાજાએઝ છે. જ્યાંસુધી દરેક વારેસો ખુશીથી રજા ન આપે અને તેઓમાંના દરેક આકેલ અને બાલેગ હોય તો જાએઝ છે. તેમ દેનારાઓની નીયત પણ ખાલેસ હોવી જોઇએ. લોકોને દેખાડવા યા પોતાની નામદારી માટે દેવું હરામ છે. એટલા માટે મુનાસીબ તો એ છે કે તે વખત નહી દેતાં બીજા વખત કોઇ ન જુએ એવી રીતે કોઇ ગરીબને આપો કે મુરદાને પણ સવાબ મળે. મુડદું બીચારૂં સવાબની રાહ જોતું રહે છે અને તેના વારેસોને પોતાની નામદારીમાં ફુરસત નથી મળતી. કેટલો મોટો જુલ્મ છે. એવીજ રીતે અગર કોઇ વારીસ ખુશીથી રાજી ન હોય પણ લોકોના મેણા મારવાના અથવા શરમના ખ્યાલથી રજા આપે તો એવી રજા પણ નકામી છે. હદીસ શરીફમાં છે કે કોઇપણ મુસલમાનનો માલ તેના દીલની ખુશી વગર હલાલ નથી. માટે મુનાસેબ તો એ છે કે દરેક વારેસોને તેઓનો શરીઅત માફક પહેલા હીસ્સો પહોંચાડી દેવામાં આવે પછી દરેક વારેસ પોતાની ખુશી મુજબ તેનો ઉપયોગ કરે. જોઇએ તો પોતાના વપરાસમાં રાખે અથવા મય્યતને સવાબ પહોંચાડવા માટે કોઇ સવાબનું કામ કરે. જેમકે કોઇ ગરીબ મીસકીનને છાનેથી કાંઇ પૈસા સવાબની નીયતથી ખુદાના માટે આપે અથવા કપડું યા અનાજ આપે અથવા ખાણું પકાવી ખવરાવે અલ્લાહ તઆલાથી દુઆ કરે કે એનો સવાબ મય્યતને પહોંચાડે. એમાં બીજા કોઇને કહેવા કે દેખાડવાની કાંઇ જરૂર નથી. માણસ જ્યારે ચુપકીથી આપે છે તો તેના મનમાં કોઇ તરાહની નામવરી યા મોટાઇનો ખ્યાલ રહેતો નથી અને તે કામ ખાસ ખુદાના માટેજ થાય છે. અને તેમાં સવાબ પણ ઘણો થાય છે અને જેટલો વધારે સવાબ મળે તેટલો મય્યતને વધારે ફાયદો થાય છે અને મરતબો મળે છે. અને જો પોતાની નામવરી માટે દાવતો કરી ખવડાવવું પીવડાવવું અથવા બીજું કોઇપણ કામ કર્યું તો ખુદાના ગુનેહગાર થશો અને તમામ મેહનત નકામી જશે. સવાબ કાંઇપણ મળશે નહી. અને જ્યારે પોતાનેજ સવાબ ન મળે તો મય્યતને કયાંથી પહોંચશે. મય્યત બીચારી એમજ વાટ જોતી પડી રહેશે. માટે હમોને જોઇએ કે અગર

વસીયત પણ કરીએ તો એવી કરીએ જેમાં આખેરતનો સવાબ મળે અને જો મય્યત શરીઅત વીરૂધ વસીયત કરી પણ જાય તો તેને જારી કરવી જોઇએ નહી. અને તે પર અમલ કરવો જાએઝ નથી તેમ કોઈ વારસને પણ મય્યતના માલમાં શરીઅતના ખીલાફ કામમાં ન લેવું જોઇએ. મતલબ કે કફન દફન પછી કરજ અદા કરવું અને તે પછી વસીયત જે શરીઅતના હુકમ માફક હોય તે અદા કરી ત્યાર પછી વારેસોને તેઓના હીસ્સા મુજબ કોઇ આલીમને પુછી પ્હોંચી દેવું. મય્યતે છોડેલા માલનો શરીઅતનો હુકમ એજ મુજબ છે. એનાથી ખીલાફ કરવું ખરેખર જહન્નમનો અઝાબ ખરીદવું છે. અલ્લાહ તઆલા સારી તવફીક આપે. આમીન.

وصلی اللہ تعالیٰ علیٰ خیر خلقہ سیدنا محمد
وعلیٰ الہ واصحابہ اجمعین—

મુમન ફતેહમહમદ અલીમહમદ પરબડીઆ
ગામ કમાલપુરવાળા.

તાલેબુલ ઇલ્મે મદરેસા ગામ કમાલપુર.

---

સુન સુન ભાઇ દીન કે, ઐસી હૈ દીનકી બાત રે,
બાતાં એ દીનકી સુનતે, કબુલો આપકી ઝાત રે.
નેહસુ કબુલો બાત દીનકી, એ બુઝો ઇમાન રે,
સુનતે બેગે કબુલીઓ, ખુશી હોવે રહમાન રે.
ગાફિલ નૅના ખોલને, દેખ એ દીનકી રીત રે,
મુમિન હોવે સુનતે, લાવે જો મનમાં ચિત રે.
કહીં કહીં ઠામ ઑત હૈ, ખોટા તો દીનકા ચાલ રે,
વેભી હુકમ હૈ માનતે, સુનતે ઉસહી હાલ રે.
ન રબને રસુલકુ, બુઝે હૈ ઇન્હુ મન રે,
પન નાત કેરે ડરસુ, નીચા હૈ કરતે તન રે.
અંધા હો રેહવે સહી, હુકમ કબુલે બાત રે,
ડરકે હૈ લીતે નાત કે, કુરબાન કરતે ઝાત રે.

એ સબ જગમાં રીત હૈ છાની કીસીસુ તલ નાંહા,
ગાફિલ એ પટંતરા, સુન સુન બુઝ મન માંહા.
તૂઁ રબકુ રસુલથી, સુનીયા હૈ અપને કાન રે,
તો હુકમ સાચા દીનકા, સહીકર મન માન રે.
જો હુકમ તુ માને નહીં, કૈસા ધરાયા નામ રે?
તો દેખને કો' તુજ જૈસા, દીસે હે જગકે ઠામ રે?

(ઇમાનની ફસલ)

દીનસુ પાવના હે છુટકા, મા બાપ ના આવે કામ રે,
દુરીજન મિત્ર નામ દો, ભસ્ત ને દોઝખ ઠામ રે.
દુરીજન ખુબ બાત ના કરે, ચાવે વે દીનકુ ભંગ રે,
તુભી હૈ વૈસા દુરીજના, ભાવે જો ઓસકે ઢંગ રે.
નબીજીને કાજ દીનકે, કીયા ગઝવાત જંગ રે,
મુમન જા જા ઝુઝીએ, જો થા દલ દીન રંગ રે.
તુ તો હે દુરીજન ભાગતા, કૈસી હે દીનકી રીત રે,
સહી કરને સુન્નતકી પૈરવી, જો હે તુજે દીન પીત રે.

(ગઝવાત)

હુકમ રબકા સીસ ધર, કબુલ દીનકી બાત રે,
હુકમ જે હેં માનતે, ઉનકી હે મુમિન ઝાત રે.
આદમ કેરે વંશસુ, ભરીયા હે સારા જગ રે,
મુમિન વે હોવે સહી, હુકમસુ ભરે ડગ રે.
હુકમ જિનુ માનીઆ, મુમિન કહાવે તન રે,
હુકમ કબુલે મુમિન, હોવે એ સહીકર મન રે.

(ઇબાદતની કિતાબ—પીર મશાયખ કૃત.)



# શુધ્ધી પત્રિકા.

—:•:—

## દીબાચો.

| પાનું. | લીટી. | ગલત. | સહી. |
|---|---|---|---|
| ૧ | ૩ | الانام | للانام |
| ૨ | ૮ | ઇલ્મ રીયાઝી અને હયઅત ઈલ્મ મુનાઝેરા, | ઇલ્મ રીયાઝી અને હયઅત, ઇલ્મ મુનાઝેરા, |

## ઇસ્લામી અહકામ.

| | | | |
|---|---|---|---|
| ૨ | ૪ | અબદુલ્લા ઈબ્ને અબ્બાસ (રદી.) | અબદુલ્લા ઇબ્ને મસઉદ (રદી.) |
| ,, | ૧૦ | انما يغشى | انما يخشى |
| ૩ | ૨૩ | بين النبين | بين النبيين |
| ૫ | ૨૦ | مضتجع | مضطجع |
| ,, | ૨૧ | و بين فراش | و بينم فراش |
| ,, | ,, | اثر رمال | اثرالرمال |
| ,, | ૨૪ | طيبالهم | طيباتهم |
| ૭ | ૩ | ولاه العزة | ولله العزة |
| ,, | ,, | ولرسوله ولكن | ولرسوله وللمؤمنين ولكن |
| ,, | ૧૧ | اليما ان الذين | اليما إلذين |
| ,, | ૧૨ | ايبتغين | ايبتغون |
| ૮ | ૧૬ | સરાફીના | સર્રાફીના |
| ,, | ૧૭ | ફેંસલો કરવાના, ગવાહીના | ફેંસલો કરવાના; દાવા અને ગવાહીના |
| ,, | ૧૮ | મુજરેબત | મુઝારેબત |
| ૯ | ૨૦ | ફેલાફે છે | ફેલાવે છે. |
| ,, | ૨૨ | અતે | અને |
| ૯-૧૦ | ૩૦-૧ | હુકમ નહી કર્યો તે ઝાલીમ છે | હુકમ નહીં કર્યો તે કાફીર છે ઝાલીમ છે |
| ૧૦ | ૨૮ | એમને ફકીર | એમને હકીર |
| ૧૩ | ૮ | علىٰ قلوبهم | علىٰ قلوب |
| ,, | ૯-૧૦ | એમના દીલોના ઉપર તાલા લગાડેલા છે | બલ્કે એમના દીલોના ઉપર દીલોના તાલા લગાડેલા છે. |
| ૧૪ | ૧૭-૧૮ | આમીન યા રબ્બીલ આલમીન | આમીન યા રબ્બલ આલમીન |

| પાનું. | લીટી. | ગલત. | સહી. |
|---|---|---|---|
| ૧૭ | ૫ | حبالا ٤ | حبالله |
| ,, | ૭ | اتبعو من | اتبعوا من |
| ,, | ,, | وراوا | وراُوا |
| ,, | ૮ | اتبعو لو | اتبعوا لو |
| ,, | ૨૮ | બનાવ્યો હતો | બનાવેલો હોય |
| ૧૮ | ૧૧ | ખપાટોના | ખાપટોના |
| ,, | ૧૯ | ખપાટોના | ખાપટોના |
| ૨૩ | ૩૧ | امنواشد | امنوااشد |
| ૨૪ | ૧૦ | સવાલ | સવાબ |
| ૨૬ | ૧૩ | આમીન યા રબ્બુલ આલમીન | આમીન યા રબ્બલ આલમીન |
| ૨૯ | ૩ | فسيحن | فسبحان |
| ૩૦ | ,, | يا يها | يا ايها |
| ,, | ૧૫ | અબુ ઝરથી | અબુ ઝર (રદી.)થી |
| ,, | ૨૮ | જાબીરથી | જાબીર (રદી.)થી |
| ૩૧ | ૧૯ | المصيلن | المصلين |
| ૩૨ | ૧૦ | راجعرن | راجعون |
| ,, | ૨૦ | તે નમાઝ માટે | તે નમાઝ તેના માટે |
| ૩૩ | ૨૪-૨૫ | અને નમાઝીઓની | અને બેનમાઝીઓની |
| ૩૪ | ૨૬ | નમાઝ | જમાઅત |
| ૩૫ | ૧૬ | અબુ હુરેરાથી | અબુ હુરેરા (રદી.)થી |
| ,, | ૨૦ | અબુ મુસા અશઅરીથી | અબુ મુસા અશઅરી (રદી.)થી |
| ૩૬ | ૩ | ઇબ્ન ઉમરથી | ઇબ્ન ઉમર (રદી.)થી |
| ૪૩ | ૩ | يايها | يا ايها |
| ,, | ૨૬ | કિયામના | કિયામતના |
| ૪૫ | ૯ | દરેકે રોઝાં રાખ્યાં | દરેકે રોઝાં રાખવાં |
| ૪૯ | ૧૫ | يوخر | يؤخر |
| ૫૧ | ૯ | الخسرون | الخاسرون |
| ૫૫ | ૪ | يكونو فقراء | يكونوا فقراء |
| ૫૬ | ૧ | لا ظهر | الا ظهر |
| ૫૭ | ૧૧ | ત્રીજી ખરાબી છે | ત્રીજી ખરાબી એ છે |
| ,, | ૧૪ | જુલ્મ છે શર્ત | જુલ્મ છે અને આ શર્ત |

| પાનું. | લીટી. | ગલત. | સહી. |
|---|---|---|---|
| ,, | ૧૭ | شیا | شیئا |
| ૫૮ | ૬ | حل مقدر | حد مقدر |
| ૬૨ | ૨૦ | એટલેઠી | એટલે જુઠી |
| ૬૩ | ૧ | الکتب | الکتاب |
| ,, | ૧૬ | الخسرین | الخاسرین |
| ૬૭ | ૨૮ | મરદોના માટે લાલ પીળો | મરદોના માટે રેશમ અને લાલપીળો |
| ૬૯ | ૪ | عینک | عیناک |
| ૭૦ | ૨૭ | یا یها | یآ ایها |
| ૭૧ | ૪ | نوح ابنہ | نوح ؑ ابنہ |
| ,, | ૫ | یبنی | یا بنی |
| ,, | ૧૩ | ساوی | ساٰوی |
| ,, | ૨૪ | جحکم | جحیم |
| ૭૫ | ૧૨ | یایها | یآ ایها |
| ૭૬ | ૨૬-૨૭ | કિતાબ તફસીર | કિતાબ તરીખતી |
| ૭૮ | ૧ | ینوح | یا نوح |
| ,, | ,, | عمل | عمل |
| ૮૫ | ૭ | ابائکم | اٰبآئکم |
| ,, | ૧૦ | الفسقین | الفاسقین |
| ,, | ૨૩-૨૪ | રસુલ તેમજ | રસુલની તેમજ |
| ૮૬ | ૧ | اباءنا | اٰبآءنا |
| ,, | ૨ | اباؤهم | اٰبآؤهم |
| ૮૯ | ૧૧ | જેથી | જેની |
| ૧૦૧ | ૪ | તરગીબુત તરહીબ | તરગીબ વ તરહીબ |
| ,, | ૨૯ | રાખીશ | રાખી |
| ૧૦૨ | ૧૫ | નોઅમાન બીન બશીરથી | નોઅમાન બીન બશીર (રદી.)થી |
| ૧૦૬ | ૨૧ | બીજી | બન્ને |




હ૦ પીર મશાયખ (રહે૦)એ ખુલ્ફાએ રાશેદીન નામની કિતાબની છેવટમાં બારગાહે રબ્બુલ ઇઝ્ઝતમાં આજિઝી અને ઇન્કેસારી ભરી માંગેલી દોઆ મોમિન કોમ માટે અનુકરણ કરવા જેવી હોવાથી તેનાથી વાકીફ થવા તેમજ તેજ મુજબ અકીદા રાખી વર્તવા અહીં રજુ કરીએ છીએ.



બખ્શ તુ ઇલાહી સુરીજનહારા,
હય બંદા આસી તેરા રે બિચારા.
પણ તેરે રે કરમસુ હોવે રે સકાહી,
તુ કરમ તો તેરા કર બંદેકુ ઇલાહી.
સો દોસ્તી ખાતિમ નબીજી હો કેરી,
તુ કરમકી નઝર કર ખાલિક સવેરી.
હય ઉમ્મીદ કે તૌફીક નેક રે આવે,
કે ચાર યારી મોમિન બંદા રે કેહલાવે.
કે ખુલફાએ રાશેદીન કેરા નેહ રે આવે,
અને સિફ્ત ઉનકી નિત દિલ માંહે લાવે.
યું ચાહતા હય બંદા તેરે કરમસુ સાંહી,
કે ખતરા દિલમાં આવે રે નાંહી.
બી હય જે ટોલે દુરીજનો કેરે,
રબ પના માંહે ઓનુથી તુ રાખીયો સવેરે.
જે રાફઝી કેહલાતે હંય જગ માંહા,
કે શેખેનકી ખુબી ઓનુ ભાવે રે નાંહા;

અનુ ટોલેથી પનાહ તુ દીજ્યો ઇલ્લાહી,
કે સાફ હોવે દિલ ના આવે ગુમરાહી.

બી ખારજી ટોલા જે હય કેહલાતા,
કે ખુતનો સેતી નાંહે નેહ રે લગાતા;

ઉસ ટોલેથીબી પનાહમાં રબ રાખ્યો સવેરી,
એ નબીજીકી દોસ્તી દોઆ કબુલને મેરી.

જું રઝામંદી તેરી વેસી ફીકરતો આવે,
તુ ઇમાનસુ મારે દિલ ઇતિના ચાવે.

રે તુહી

આકેબત કીજે ખૈર તુ, સાહિબ તુ સત્તાર રે,
સાહિબ તુ સત્તાર;
સો દોસ્તી ખાતિમ નબીકી, બી ઉન્કે ચારોં યાર રે,
બી ઉન્કે ચારોં યાર.

(હ૦ પીર મશાયખ રહે૦)



